"દુન્યવી યશવૈભવ અને સિદ્ધિઓને મુકાબલે જીવનનાં શાશ્વત મૂલ્યોને ચડિયાતાં ગણનારા આપણા પૂર્વજોએ પોતાનાં વિવિધ તપતિતિક્ષા, ચિંતવન તેમજ વેદ-ઉપનિષદાદિની પ્રેરણા મુખ્યત્વે પર્વતો પાસેથી મેળવી."

# નિવેદન

જીવન-યાત્રા પૂર્ણ થાય તે પહેલાં એક વખત પણ કૈલાસ-યાત્રા કરવાની અભિલાષા કયા હિંદુ અથવા બૌદ્ધમાં નહિ જાગે ? ઉમા-મહેશના નિવાસસ્થાનની યાત્રા ઉપરાંત કૈલાસ-માનસરોવરના યાત્રીને પ્રકૃતિનાં આ બે શ્રેષ્ઠ સ્થળોની અવર્ણનીય સુષમા સગી આંખે જોવા મળે છે.

હિમાલયની ઉત્તુંગ પર્વતશ્રેણીને વીંધીને જતા યાત્રા-પથ ઉપરથી પ્રવાસીને પૃથિવી પરનાં કેટલાંયે ઊંચામાં ઊંચાં શિખરો પોતાની સન્મુખ હાથવેંતમાં ઊભેલાં નજરે પડશે અને કૈલાસ પહોંચતાં પહેલાં જ, બહારના જગતથી સદીઓ થયાં વિખૂટા અને અસ્પૃષ્ટ રહેલા ધર્મપરાયણ તિબેટના ભટકુ છતાં સહૃદયી, નિર્ધન છતાં સંતોષી જનસમુદાય તથા તેમના પ્રખર લામા-ધર્મગુરુઓના પરિચયની તક પણ મળશે.

પ્રવાસ એ જીવનનો થાક કે કાટ ઉતારવાનું એક સાધન છે. તે વિશ્વબંધુત્વ વિકસાવનારું અમોઘ શસ્ત્ર પણ છે. જગતની આજની અશાંતિ, દ્વેષભાવ, તથા વૈમનસ્ય, ભય તથા શંકાશીલતા દેશદેશની પ્રજાઓ વચ્ચે એકબીજા વિષેનાં ગાઢ અજ્ઞાન તથા ગેરસમજને જ આભારી છે.

હિમાલય ઓળંગવા તો હું સં. ૨૦૦૬ની ગ્રીષ્મઋતુમાં જ નીકળી શક્યો, પરંતુ વર્ષો થયાં હિમાલયે મારા હૃદયમાં કોઈ અજબ આકર્ષણ જમાવ્યું હતું. રામગિરિ પાસે દેશવટો ભોગવતા કુબેરના યક્ષને જેમ હિમાલયમાં આવેલો પોતાનો સ્વદેશ યાદ આવતો, તેમ હિમાલય અથવા તેમાં સ્થિત કોઈ તીર્થ-ધામનું નામ સાંભળતાં જ તે મારું ઘર હોય તેમ ત્યાં પહોંચવાના કોડ મારામાં જાગતા અને મારી આંખો ઉત્સાહથી ચમકતી.

કૈલાસ-પર્વત તથા માનસરોવર સુધી યાત્રી જઈ શકે છે તેવી માહિતી તો સં. ૨૦૦૩માં હું નૈનિતાલ ગયો ત્યારે જ મને મળી. પછી તો કૈલાસ તથા ત્યાં જવા વિષે જેટલી માહિતી મળી શકી તેટલી મેં એકઠી કરવા માંડી અને કૈલાસ જનાર તેમ જ જઈ આવેલી વ્યક્તિઓનો પરિચય સાધ્યો; ખૂબ ચાલવાનો અને કડકડતી ઠંડીનો મહાવરો પાડવા લાગ્યો તથા જમીન પર સૂવાના અને દૂધવિનાની ચા પીવા જેવા અખતરા પણ કર્યા; ફોટોગ્રાફીમાં મારો રસ વધાર્યો અને નવો કેમેરો પણ લીધો.

હવે હું વધારે પ્રતીક્ષા કરી શકું તેમ નહોતો. સગાં-સંબંધીઓ તથા મિત્રસમુદાયની સલાહ તથા ચેતવણીઓની કાંઈક અવગણના કરીને પણ દર વર્ષે કૈલાસ જનારા સ્વામી પ્રણવાનંદજી જેવા યાત્રાના અનુભવીનો સંગાથ મેળવી હું નીકળ્યો. ઋષીકેશથી શ્રી. હરિજીવનજી તથા અમદાવાદથી શ્રી. રણછોડભાઈ મારી સાથે થયા અને આખીયે યાત્રા દરમિયાન તેમના ખુશનુમા સ્વભાવથી પ્રવાસની બધી આફતો અમે હસતે મોઢે વેઠી. અમારા વર્ષો જૂના સેવાભાવી રસોઇયા ભાઈ ગોબીલાલને પણ મેં સાથે લીધા હતા. તેમની કાળજીભરી અને લાગણીભરી સેવાથી જ હું યાત્રાનાં બધાં કષ્ટો સરળતાથી સહી શક્યો.

પૂજ્ય સ્વામી આનંદ તો વર્ષો થયાં એક વડીલની જેમ મારી પ્રવૃત્તિઓમાં રસ લે છે. કૈલાસ-યાત્રા માટે તેમ જ આ પુસ્તક તૈયાર કરવામાં તેમના તરફથી મને અનેક કીમતી સૂચનો તથા માર્ગદર્શન મળ્યાં છે. ઉપરાંત પુસ્તકની પ્રસ્તાવના લખવા માટે તેમ જ બધાં પ્રૂફ તપાસી જવા માટે પણ હું તેમનો આભારી છું.

પુસ્તક લખવાનો તો આ મારો પ્રથમ પ્રયાસ છે એટલે તેમાં અનેક ક્ષતિઓ રહી ગઈ હશે જ. પુસ્તકમાં મારા અંગત અનુભવો કે વિચારો ન ભરતાં, તેને કૈલાસ-યાત્રા વિષે માહિતીપૂર્ણ બનાવવા યત્ન કર્યો છે. તેને વાંચીને આપણા દેશના કોઈ યુવાનમાં કૈલાસ તથા હિમાલયનાં અન્ય શિખરોના દર્શનની તૃષા જાગશે અને તેને કૈલાસ પહોંચવામાં સહાયરૂપ નીવડશે, તો મારો પ્રયાસ સફળ થયો લેખીશ.

ગુરુ-પૂર્ણિમા
સં. ૨૦૦૯

નવનીત પારેખ

# પ્રસ્તાવના

પશ્ચિમી પ્રજાઓમા ઉગમ પામેલો ફ્રી મેસનરી નામનો એક અગમ-પંથ છે એનું તત્ત્વજ્ઞાન અને કાર્યક્ષેત્ર રહસ્યમય હોય છે. ચોક્કસ સંકેત-ચિહ્નોથી એકબીજાને ઓળખવા, ઓળખ્યા પછી નજીકનિકટની સગાઈ હોય તેવો ભાઈચારો રાખવો, પ્રસંગોએ સ્થાનિક કે આસપાસ વસતા સભ્યોએ ભેળા મળીને ખાણા ખાવા—આ ઉપરાત વધુ પ્રવૃત્તિ એ પંથ-વાળાઓ વિષે ભાગ્યે જ કોઈએ જાણી છે થિયૉસોફી વગેરે ગૂઢવાદમા માનનારા પથોમા તેના સિદ્ધાતો, સાહિત્ય, પ્રચાર આદિ છે આ પંથનું તેવુ કશુ જોવામા આવતુ નથી પણ આ પથ આજે હવે આખી દુનિયાના દેશોમા, ખાસ કરીને શિક્ષિત અને ઊચી પદવીવાળા વર્ગોના લોકોમા, ફેલાયેલો છે ને તેના સભ્યો મોટેભાગે સસ્કારી, શુદ્ધ જીવનવાળા અને એકબીજાને ઉપયોગી થનારા લોકો હોય છે.

કૈલાસ–માનસરોવરની યાત્રા એક ખાસુ દુર્ગમ અને વિકટ સાહસ છે. ઉત્તર–દક્ષિણ ધ્રુવપ્રદેશોની શોધખોળ, કે લાબી લપસિંદર મથામણોને અતે તાજેતરમા સફળ થયેલા એવરેસ્ટ–આરોહણ જેવું તો નહિ, છતા ટાઢ, બરફ, વાવાઝોડા અને પહાડી જોખમોની સરખામણીમા એ બધાની આછી યાદ અપાવે એવું આથી જ કદાચ ત્યા જઈ આવેલા લોકોમા પણ પેલા ફ્રી મેસનરીઓ જેવી એક અજબ ભેરુબધી અને નિકટની આત્મી-યતાભરી લાગણી પ્રવર્તતી જોવામા આવે છે, જો કે એમની વચ્ચે રહસ્ય-મય કે ગૂઢ કશુ નથી હોતુ

ગમે તે દેશનો, દેશના ગમે તે પ્રાતનો કે ગમે તે ભાષા બોલનારો માણુસ ભલે હોય, બે જણ એકબીજાને સાવ બિનઓળખીતા અને પરાયા હોય, પણ વાતપ્રસગમા બેઉને એકાએક જાણવા મળ્યું કે સામો માણસ પોતાની જેમ જ કૈલાસ–માનસરોવરની જાત્રા કરી આવ્યો છે, એટલે જાણે વીજળી–તારના બે છેડા મળી ગયા. તે જ ક્ષણેથી કોઈ અજબ સગાઈ બેઉ વ્યક્તિને અચાનક બાંધી લેશે જાણે બેઉ પરભવના કે આ ભવના જિંદગીભરના સાથી કે સગાભાઈ હોય એટલા બેઉ એકબીજાની નિકટ આવી જશે ને નિકટપણે વર્તશે

જિંદગીના સૌથી મોટા લાગે એવા પુરુષાર્થની પળ માણસને જેમ સદાને માટે યાદ રહી જાય ને તેની સ્મૃતિ જિગર જોડે જડાઈ જાય, તેવી જ કંઈક લાગણી કૈલાસ-માનસરોવરનું દર્શન કરી આવેલા માણસના અંતરમાં ઘર કરી બેસે છે. કોઈ પણ કલ્યાણકારી અને દીર્ઘ-પરિણામી અનુભવ ઘોર તીવ્રતમ વેદનામાં થઈને પસાર થયા વિના માનવીને મળી શકતો નથી; અને મળ્યા પછી તેનું સ્મરણ એને ચિરસ્મરણીય અને પ્રેરણાદાયી બની રહે છે. તેથી એ જ માર્ગે એવા જ અનુભવમાં થઈને પસાર થયેલું બીજું કોઈ માનવી જ્યારે એને મળી જાય છે, ત્યારે કોઈ અપૂર્વ આત્મીયતા એના અંતરમાંથી તત્કાળ ઊઠે છે ને એનાં અંતર-મનને આવરી લે છે.

મને કૈલાસ-માનસરોવર જઈ આવ્યાને ચાળીસ જેટલાં વર્ષ થઈ ગયાં. છતાં આખી ઉમ્મરે આ અજબ લાગણી અને આત્મીયતાનાં પૂર, જ્યારે જ્યારે કૈલાસયાત્રા કરી આવેલ હરકોઈ દેશનું કે પ્રાંતનું માનવી મને મળ્યું છે, ત્યારે મેં અનુભવ્યાં છે; અને સામા માણસમાં પણ બરાબર આવી જ લાગણીઓ ઊઠતી જાણી છે.

પર્વતો અને નદીઓ માનવીની આદિકલ્પનાઓ અને માન્યતાઓનાં ઉગમસ્થાન ક્યારે અને કઈ રીતે બન્યાં હશે એ તો કહેવું કઠણ છે. પણ આદિમાનવે એમની પાસેથી જીવનની ભાવનાનું પ્રથમ પાથેય મેળવ્યું, ને તેમ કરીને તેણે પોતાનો અનંત ઉપકાર સાધ્યો, એમ માનવાને કારણ છે. દુન્યવી યશવૈભવ અને સિદ્ધિઓને મુકાબલે જીવનનાં શાશ્વત મૂલ્યોને ચડિયાતાં ગણનારા આપણા પૂર્વજોએ પોતાનાં વિવિધ તપતિતિક્ષા, ચિંતવન તેમ જ વેદ-ઉપનિષદાદિની પ્રેરણા મુખ્યત્વે પર્વતો પાસેથી મેળવી, એ તો ઇતિહાસકાળની બીના છે. સંસારની સ્થાવર વિભૂતિઓમાં અતુલ એવો હિમાલય અને આર્યાવર્તના આખા ઉત્તરપ્રદેશને હરિયાળો અને અન્ન-ધાને લચી પડતો કરી મૂકનારી ગંગાજમના, સિંધુ, શતદ્રુ સમી સરિતાઓ, આખી આર્યજાતિનું મોસાળ અને એની સંસ્કૃતિનું પારણું છે. એમના જ ધાવણ ઉપર આપણી સંસ્કૃતિ ફાલી ને ફળદ્રૂપ થઈ. આપણા મહાન ઋષિમુનિ, જતિ-જોગંદર, યોગી-તપસ્વી અને અસંખ્ય પૂર્વજોની સાધના-તપસ્યાઓ, આ નદી-પર્વતોનાં ખીણકોતરો, શિખરો અને સરોવરો જોડે સંકળાયેલી છે, તેમાં યે કૈલાસ એટલે સંસારમાં

મેરુમણિ, પૃથ્વીનું ગુરુત્વમધ્ય અને દેવાધિદેવ શિવજીનું ધામ. એની દશે દિશાઓ અને પથ્થરે પથ્થર, નદીનાળાં, ખરફઝરણાં ને બારેમાસ કરીને હિમ રહેતા જલકુંડ-બધાં આજ પણ અરધી દુનિયાની મહાપ્રજાઓને મન સંસ્કૃતિનાં ઉગમસ્થાન અને તેમની શ્રદ્ધાભક્તિનો છેડો છે.

વિશાળ દુનિયાના ગમે તેવા દૂરના ખૂણે વસતા હરકોઈ હિંદુનું અંતરંગ ખોજશો તો ગંગા ને ગાય, હિમાલય ને કૈલાસ, તેના અંતરના તાર જોડે વણાયેલાં સાંપડશે. અનાડી, સંસ્કારી કે આધુનિક પાશ્ચાત્ય કેળવણીની અસર તળે વહી ગયેલા, ગમે તેવા પણ હિંદુના અંતરમાં આ બધાંનું દર્શન જિંદગીમાં એકવાર ક્યારેક પણ કરવાની અભળખા સૂતેલી જડશે. આજનો કેળવાયેલો યુવક પશ્ચિમી સંસ્કારના ક્ષણિક ઉન્માદ તળે પર્વતોને જીતવા-નમાવવાની ભાષા બોલતો જણાય છે. પણ પૂર્વ-પશ્ચિમના ભેદોને ન ઓળખનારા વિરાટ હિમાલય સમીપ વામણો માનવી જ્યારે પોતાને મોઢામોઢ ઊભેલો જુએ છે, ત્યારે એનો તમામ ગર્વ ગળી જાય છે અને એ નમ્રભાવે ને નતમસ્તકે એને નમન કરવામાં જ જીવનની કૃતાર્થતા અનુભવે છે. કાળા, ગોરા, પીળા, ભણેલા, વૈજ્ઞાનિક કે અનાડી, પૌર્વાત્ય કે પાશ્ચાત્ય, તમામ યાત્રી-આરોહીઓનો આવો જ એકસરખો અનુભવ નોંધાયો છે. આસ્તિક શ્રદ્ધાળુ હિંદુને મન તો એકેએક પર્વત હિમાચળ, એકેએક ખરફશિખર કૈલાસ અને એકેએક નદીસ્રોત તે જાહ્નવી ગંગા છે. કોઈ પણ નદીપર્વતની સન્મુખ પોતાને જોતાં જ એનું અંતર મૂગી ભાષામાં એમનો જ આહ્વાનમંત્ર ઉચ્ચારે છે અને એમના જ સાન્નિધ્યનો ભાવ અનુભવે છે.

ભાઈ નવનીત પારેખ આપણા દેશના આવા શ્રદ્ધાધન સંસ્કારી નૌજવાન છે. અમદાવાદ જેવા વેપારી શહેરના અને વેપારી ખાનદાનના નબીરા છતાં પ્રવાસપર્યટન અને સાહસનું અજબ આકર્ષણ એમનામાં છે. દેશદેશાવર જોવા, અલ્પજ્ઞાત પ્રદેશો, પ્રજાઓ તેમ જ કોમોના અભ્યાસ અને શોધખોળ કરવાં, તેમની સંસ્કૃતિ, ધર્મ, તંત્ર, સમાજરચના, અર્થ-વ્યવસ્થા, રીતરસમો તેમ જ માન્યતાઓનું ઝીણવટભર્યું અવલોકન કરવું, એ એમના શોખના વિષયો છે. ઊંચી કક્ષાની ફોટોગ્રાફી તેમ જ ફિલ્મો ઉતારવાની કળા સિદ્ધ કરીને પોતાના પ્રવાસો, દર્શન તેમ જ અવલોકનોને તેમણે જીવતાં અને ચલણી બનાવ્યાં છે; અને છેલ્લાં થોડાં વર્ષોથી પોતાના

વિશાળ મિત્રસમુદાયમાં તેમ જ સમાજમાં અસંખ્ય કુટુંબોના તેઓ પ્રિયપાત્ર થઈ પડ્યા છે.

હિમાલય પાર આવેલા ટિબેટના અને યાત્રામાર્ગના અનોખા અને અદ્‌ભુત સૃષ્ટિસૌંદર્યનું તેમજ પોતાના અનુભવો અને અવલોકનોનું આ પુસ્તક તૈયાર કરવામાં એમણે એક સંસ્કારી આશાસ્પદ યુવકને શોભાવે એવી પ્રતિભા અને લેખનશક્તિનો પરિચય આપ્યો છે. એમનાં વર્ણનો, અવલોકનો, ઇત્યાદિમાં બીજી પ્રજાના રીતરિવાજો, માન્યતાઓ તેમજ સંસ્કૃતિની રજૂઆત કરવાને સારુ જરૂરી સમજ અને સહાનુભૂતિ તેમણે દેખાડ્યાં છે.

પ્રવાસ-પુસ્તકો આપણે ત્યાં બહુ ઓછાં લખાતાં તે હવે લખાવા માંડ્યાં છે. છતાં હિંદના જુદાજુદા પ્રાંતો વિષે તેમજ તે તે પ્રાંતોમાં જોવાલાયક સ્થાનો, સ્થળો, તીર્થો, ધામો, શિક્ષણ તેમજ સંસ્કારકેન્દ્રો, ઇત્યાદિ વિશે હોંશેહોંશે વંચાય એવી આધારભૂત માહિતી આપનારાં પુસ્તકો બહુ જૂજ જડશે. જે થોડાં છે તે પણ મોટેભાગે ચિત્રો વિનાનાં છે. પ્રવાસ-પુસ્તકોનું તો સૌથી મહત્ત્વનું અને કીમતી અંગ તેનાં દશ્યો, ચિત્રો અને તસવીરોનું છે, જે આપણે ત્યાં હજુ નહીં જેવું જ ખીલ્યું છે. જે જૂજ પુસ્તકોમાં ચિત્રો અપાય છે તે પણ કળા કે છાપકામની દૃષ્ટિએ છેક કનિષ્ટ પંક્તિનાં હોય છે. આમાં લેખક, પ્રકાશક, તેમજ વાચક ત્રણેની વિડંબના સિવાય ભાગ્યે જ કશું સિદ્ધ થતું હોય છે. ભાઈ નવનીતે સિદ્ધહસ્ત કળાકારની સંપૂર્ણતાથી પારાવાર શ્રમ વેઠીને આ પુસ્તકને સાચા અર્થમાં સચિત્ર અને જીવતું કર્યું છે. ઉપરાંત અથાગ મહેનત લઈને રસ્તાઓ, મજલો, પડાવ-મુકામની જગાઓ, માઈલોનાં અંતર, ચડાઈ-ઉતાર, સગવડ-અગવડો, ચાલુ વપરાશના તિબેટી શબ્દોની ખાસી એવી સૂચિ, નકશો, એવીએવી અનેકવિધ ઉપયોગી વસ્તુઓ ઉમેરીને વિષયમાં સંપૂર્ણતા આણી છે અને પુસ્તકને સર્વાંગસુંદર બનાવ્યું છે.

એવરેસ્ટ-આરોહણનો વિજયોત્સવ માણવા-ઊજવવામાં આસેતુ-હિમાચલ આખો દેશ આજે ગુલતાન બન્યો છે, એવે ટાંકણે લેખક-પ્રકાશકના આ સાહસને ગુજરાત જિગરથી સત્કારશે અને આ પુસ્તક અનેક નવયૌવનિયા ગુજરાતીઓમાં પ્રવાસ-સાહસ અને પર્વતારોહણનાં નવા શોખ અને નવી મહત્ત્વાકાંક્ષાઓ જગાડવામાં પ્રેરણાદાયી નીવડશે એવો મને વિશ્વાસ છે.

ત્રણ વર્ષ પર ભાઈશ્રી નવનીતે જ્યારે તેમની કૈલાસયાત્રામાં સાથે ચાલવા મને આગ્રહ કર્યો અને તેટલા ખાતર પોતાનો યાત્રાસંકલ્પ પણ એકાદ વર્ષ ઠેલ્યો, ત્યારે તેમ કરવા પાકટ ઉમ્મરે ને શરીરમર્યાદાને કારણે મારી લાચારી દર્શાવતાં મને દુઃખ થયા વગર ન રહ્યું. આના અંશતઃ પરિહારરૂપે એમના આ પુસ્તકની પ્રસ્તાવના લખવાનું મેં ખુશીથી સ્વીકાર્યું. મૂળ દરખાસ્ત તો એમની જોડે મળીને આ પુસ્તક તૈયાર કરવામાં ભાગીદાર થવાની હતી. પણ યાત્રા કરી આવ્યા પછી ૪૦ વર્ષે તેમ કરવા નીકળવું એમાં નરી ધૃષ્ટતા ઉપરાંત ભાઈ નવનીતને, વિષયને તેમ જ જમાનાને અન્યાય કરવા જેવું થાય એમ હતું. એટલે આટલું લખીને અને આખી ઉમ્મર અંતરમાં વિનતભાવે સેવેલી કૈલાસપતિ ભોળાશંભુની અને દેવતાઈ સરોવરોની ચિરસ્મૃતિને નમ્રભાવે શ્રદ્ધાભક્તિભરી 'વન્દના' અહીં સમર્પીને વિરમું છું.

કૌસાની,
૧લી જુલાઈ, ૧૯૫૩.

સ્વામી આનંદ

# અનુક્રમ

# ચિત્રસૂચિ

## શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૧ | ૧૫ | (ચિત્ર નં. ૩૯) | ( )નો ભાગ વાંચવો નહીં. |
| ૫૨ | ૩૧ | (ચિત્ર નં. ૧૭ ગ). | (જુઓ પ્રારંભનું ચિત્ર). |
| ૫૫ | ૩૧ | હિમ-પ્રવાહો | હિમ-પ્રવાહ |
| ૫૫ | ૩૨ | (ગ્લેશિયર્સ) | (ગ્લેશિયર) |
| ૫૭ | ફૂટનોટ ૩ | દ્વસ્તમ્ | યાસ્તમ્ |
| ૫૮ | ૧૧ | ડોલમા– | ·દ્રોલમા– |
| ૫૮ | ૧૫ | પણ ખડો | ખડો |
| ૭૨ | ૧૫ | છે અને | છે. |
| ૭૩ | ૨૮ | છે. વળી | છે. અને |
| ૮૪ | ૧૮ | (ચિત્ર નં. ૨૯) | (ચિત્ર નં. ૧૯) |

# વન્દના

જેની કૃપા મૂગાને વાચાળ કરે છે, ને પાંગળાને પગે પર્વતો ઓળગાવે છે, એવા હે જગતપિતરૌ પાર્વતી-પરમેશ્વર! હું વામણુ-વેંતિયો નમ્રભાવે તમારી ચરણ-વદના કરુ છુ

બરફથી છવાયેલા હિમગિરિઓથી માંડીને સમગ્ર પૃથ્વીને વીંટીને સદાય ઘૂઘવતા મહોદધિ સુધીના સકળ સૃષ્ટિતત્ત્વો રાતદિવસ જેની ગરિમા ગાય છે, ને 'एतावान् अस्य महिमा' આદિ વર્ણનોથી મહાન દ્રષ્ટા ઋષિઓએ જેના સ્તવન કર્યાં, એ મહાન હસ્તી તું છે

સસારના સ્થાવરોમા અતુલ, પૃથ્વીના માનદડ સમા, હે નગાધિરાજ હિમાલય! તુ ઋષિમુનિઓની તપોભૂમિ, જાહ્નવી-જમનાનુ પિયેર, સાધુસતોનુ મોસાળ અને કોટિકોટિ દેવતાઓનુ રહેઠાણ છે, તારે અફાટ ખોળે ભૂતલપરના બીજા પહાડપર્વત પાંચીકાની જેમ ખોવાઈ જાય, તને ઋતુઓની કેદ નથી, તારી અગણિત વનરાઈઓ, ખીણ-પ્રવાહો ને બરફાનોમા ઉડાઉ કુદરત અહોનિશ ગાંડીતૂર થઈને મહાલે છે

હે પતિતપાવની ત્રિભુવનતારિણી ગગા! આ હિમપર્વતો શું તારા જ પયોધર છે જેના પયપાનથી સર્વ વિદ્યાઓમા શ્રેષ્ઠ એવી બ્રહ્મવિદ્યાનો ઉછેર થાય છે?

હે ધરિત્રીના મેરુમણિ કૈલાસ! તારા આભઊંચા શુભ્ર શિખર-સિંહાસન તળે એવો કયો ખજાનો છૂપો છે જેના જોર પર સૃષ્ટિના દેવાધિદેવ ભોળાશભુ એક હાથે છૂટેદોર વરદાન વહેંચે છે ને બીજે હાથે રાગદ્વેષ ગ્રસ્ત સસારના સમસ્ત ગરલનુ પાન કરે છે?

બ્રહ્માના માનસમાથી આ ધરતીતલ પર સરજાયેલા હે દેવતાઈ સરોવર! તારા વિશાળ વક્ષસ્થલ પર જે અસખ્ય હસવૃદો મોતીબિન્દુના ચારા ચરે છે, તેની શોભા પર મુગ્ધ થઈને જ શું મહાન માધાતાએ તારે કાંઠે તપસ્યા કરી? તારો કયો સદેશો સાગરને પહોચાડવા સારુ સિધુ, શતદ્રૂ, બ્રહ્મપુત્રા સમી સ્તન્યવાહિનીઓને તુ યુગયુગથી વહેતી મૂકી છે?

હે નાહક વગોવાયેલા રાક્ષસસરોવર! તને અભદ્ર-અમગળ કોણે ઠરાવ્યુ? તું તો અસુરશ્રેષ્ઠ રાવણે અવની પર અતુલ એવી તપસ્યાને અંતે પોતાનુ હૃદયકમળ કાઢીને કૈલાસપતિને ચરણે ધર્યું એ સસારની સર્વશ્રેષ્ઠ સમર્પણ-ગાથાનુ અવાક ધરિત્રીએ પલ્વલરૂપે પકડી રાખેલું પ્રતીક છે તું સર્વકાળ સસારની વદનાનુ અધિકારી છે

કોટિકોટિ સસારગ્રસ્ત માનવીઓના હૃદયપદ્મે બિરાજતા હે તથાગત બુદ્ધમણિ! ભવદુ:ખના સચોટ ઓસડરૂપે તમે પ્રચારેલા અષ્ટાંગમાર્ગે મારી ગતિ થાય એ સારુ મારા હૃદયપદ્મે તમે સદા બિરાજજો સસારની અનેક મહાપ્રજાઓને સુધાંશુની પ્રભાથી આવરી રહેલા તમારા નિર્મળ પ્રતાપનો ત્રિવાર જય હો!

ॐ मणिपद्मे हूँ। ॐ मणिपद्मे हूँ। ॐ मणिपद्मे हूँ।

સ્વામી આનંદ

# મજલ પહેલી

## [ અલ્મોડાથી ધારચુલા ]

કૈલાસ પહોંચવા માટે જાણીતા ચાર-પાંચ માર્ગો છે. તેમાંના મુખ્ય બે અલ્મોડાથી શરૂ થાય છે. એક તો ગર્બ્યાંગ ગામ તથા લીપુ ઘાટ થઈને જાય છે તથા બીજો મીલમ ગામ થઈને જાય છે. લીપુ ઘાટનો માર્ગ સૌથી પ્રચલિત છે અને અમારું યાત્રીવૃંદ સંવત ૨૦૦૬માં તે જ માર્ગેથી ગયું હતું.

૫૪૧૪ ફૂટની ઊંચાઈએ આવેલું અલ્મોડા એક ઐતિહાસિક ગામ છે. કૂમાઉં-હિમાલયના શરૂઆતના પહાડોની એક ધાર ઉપર તે પાઘડીપને વસ્યું છે અને અલ્મોડા જિલ્લાનું તે મુખ્ય ગામ છે. અલ્મોડામાં મંદિરો, શાળાઓ, હાઈસ્કૂલ અને કૉલેજો પણ છે તથા તાર-ટપાલની કચેરીઓ, હૉસ્પિટલ, અને ધર્મશાળા પણ છે (ચિત્ર નં. ૧). ઉત્તરપ્રદેશના કાઠગોદામ સ્ટેશને રેલવે-લાઈન પૂરી થાય છે. ત્યાંથી ૮૧ માઈલ ઉપર અલ્મોડા આવ્યું છે. છેક સુધી ડામરની સડક છે અને આખો રસ્તો સારી હાલતમાં છે. કાઠગોદામથી ૧૨ માઈલ ગયા પછી પશ્ચિમ બાજુએ નૈનિતાલ જતો માર્ગ છૂટો પડે છે અને અલ્મોડાને રસ્તે ૫૩ માઈલ ઉપર રાણીખેત (૫૯૮૦ ફૂટ) આવેલું છે. નૈનિતાલ તથા રાણીખેત રમણીય ગિરિ-ગ્રામ (Hill-Stations) છે અને નિર્મળ આકાશમાં ત્યાંથી હિમાલયનાં હિમશિખરોનું સુંદર દૃશ્ય જોવા મળે છે.

અલ્મોડાની વસ્તી આશરે બાવીસેક હજારની છે અને દૂર નીચે ખીણમાં વહેતી કોશી નદીમાંથી પંપ દ્વારા પાણી ગામલોકોને પૂરું પાડવામાં આવે છે. ઉનાળામાં અહીં ઘણી વાર પાણીની તંગી રહે છે. અલ્મોડામાં એક ડાક-બંગલો તથા બેત્રણ સામાન્ય હોટલ છે તથા



(૧) અલમોડાનું એક પ્રસિદ્ધ શિવાલય. ગઢવાલ તથા કુમાઉના પહાડી પ્રદેશોમાં આવા પ્રકારનું સ્થાપત્ય જોવા મળે છે. (પૃષ્ઠ ૧૧)

(૨) અમારાં ખચ્ચરોનો જુવાન રખેવાળ હીરાવલ્લભ. અલમોડાથી ધારચૂલા સુધી ૭ પડાવ—નો છે. (પૃષ્ઠ ૧૩)

અવાજથી લીલાશ્રીની કોઈ ધૂન ગાતો, ત્યારે ઘડીભર અમે ભાન ભૂલીને અનંત હિમાલય સાથે એકતાનતા અનુભવતા (ચિત્ર નં. ૨).

એક તિલક (U) આકારનું આસન ખચ્ચરની પીઠ ઉપર બાંધેલું હોય છે. આ ચોકઠા ઉપર એમ ને એમ તો બેસી ન શકાય એટલે અમે તેના ઉપર અમારા ઊની ધાબળા પાથરીને બેસતા. આ ખચ્ચરોને લગામ જેવું પણ કાંઈ નથી હોતું. ફક્ત તેના મોંમાંથી ગરદન સુધી એક દોરડી બાંધેલી હોય છે, જેને પકડીને બેસવાનું. ખચ્ચર ઉપર સવાર ઉપરાંત બેઠકની આગળ બેઉ બાજુએ બે ઝોળીઓ લટકાવવા દે છે. આમાં યાત્રી તે દિવસના પ્રવાસ પૂરતું ભાથું, દૂરબીન, કેમેરા કે બીજી આવશ્યક વસ્તુઓ રાખી શકે છે. માલ-સામાનનાં લદ્દુ-ખચ્ચરો સામાન્ય રીતે યાત્રીથી પાછળ જ આવતા હોય છે અને તેના ઉપર કસીને બાંધેલો સામાન વારંવાર છોડી શકાતો નથી એટલે આખા દિવસ માટેની જરૂરી ચીજ-વસ્તુઓ યાત્રીએ પોતાની સાથે જ રાખવી એ સલાહભર્યું છે.

ધવલછીનામાં પાસે જ સરકારી ડાક-બંગલો પણ છે. અસલ તો અંગ્રેજ અમલદારોની સગવડ માટે બાંધેલા આવા ડાક-બંગલાઓમાં પ્રવાસીદીઠ બે રૂપિયા આપીને રાતવાસો રહી શકાય છે. બધા જ ડાક-બંગલાઓ ખાસ પસંદ કરેલા સ્થળે બાંધેલા હોય છે, જ્યાંથી સુંદર નૈસર્ગિક દૃશ્ય જોઈ શકાય. ડાક-બંગલામાં એક કે બે ઓરડા હોય છે, તથા પાછળ ગુસલખાનુ (બાથરૂમ) અને આગળ નાનકડો વરંડા હોય છે. ઘણુખરું તો ડાક-બંગલા સાથે અલાયદું રસોઈનું મકાન પણ હોય છે, જ્યાં નોકરો વગેરે પણ રહી શકે. ડાક-બંગલામાં બત્તી કરવાના સાધન ઉપરાંત એકબે ભીંતનાં કબાટ તથા ખુરસી, ટેબલ વગેરે મામૂલી રાચરચીલું પણ હોય છે.

પહાડોમાં 'બનીયા'(દુકાનદાર)ને ત્યાં રહેવાની પદ્ધતિ યાત્રીઓ માટે આશીર્વાદ સમાન છે. કાંઈ પણ ભાડું આપ્યા વિના યાત્રીઓ દુકાનદારને ત્યાં રાતવાસો કરે છે, અને બદલામાં ફક્ત તેને ત્યાંથી પોતાનુ સીધું ખરીદે તેટલી સમજૂતી હોય છે.

ધવલછીના પછી માર્ગ ગાઢાં જંગલોમાં થઈને નીચે ઊતરે છે. અહીં ચીડ તથા દેવદાર ઉપરાંત સાગ, જાંબુ વગેરે અનેકવિધ વૃક્ષોની ઘટાઓ ફેલાયેલી છે. આ તરફ પહાડોમાં ચીડ(પાઈન)નાં વૃક્ષોનો રસ એકઠો કરાય છે. વૃક્ષના થડ આગળ કાપ મૂકીને તેની નીચે માટીનું એક નાનું ઊભું ગમલું (કુલડું) લટકાવે છે, જેમાં

રામકૃષ્ણ મિશનની શાખા પણ છે. રાજ્ય તરફથી નિયમિત બસ-વ્યવહાર કાઠગોદામથી નૈનિતાલ, રાણીખેત, અલ્મોડા તથા ગરુડ સુધી બારે માસ ચાલુ હોય છે.

*

અલ્મોડાથી અમે જ્યેષ્ઠના કૃષ્ણપક્ષની આઠમે કૈલાસ-યાત્રા માટે નીકળ્યા. છસાત ફૂટ પહોળો, ચડઊતરવાળો કાચો રસ્તો જેને ઘોડા-માર્ગ (Bridle-Path) કહે છે, તે પર માણસો, ઘોડાં, ખચ્ચરો, સવારીનાં તેમ જ 'લદ્દૂ', ચાલે. ઘેટાં-બકરાંની વણજારો પણ આ જ રસ્તાઓ પર ચાલે.

પહાડો બધા ચીડ (પાઈન) વૃક્ષોથી છવાયેલા છે. ચીડનાં ઝાડમાં ટરપેન્ટાઈન હોવાથી તે આરોગ્યપ્રદ ગણાય છે. ચાર માઈલ પર ચિતઈ ગામ આવે છે.

ચિતઈથી આગળ એકદમ ઉતરાણ છે. ઘોડા અથવા ખચ્ચર ઉપર બેસનારે પહાડોમાં પગે જ ઉતાર ઊતરવા એ સલાહભર્યું ગણાય છે. તિબેટી કહેવત છે, કે 'ચઢાઈમાં ચાલે નહિ તે ઘોડો નહિ અને ઉતરાઈમાં ચાલે નહિ તે માણસ નહિ!'

અલ્મોડાથી આઠ માઈલે બાડેછીના ગામ આવે છે. અહીંથી જમણે હાથે પાંચ માઈલ પર મિરતોલા નામનું સ્થળ છે. મિરતોલા પાસે સ્વામી શ્રીકૃષ્ણપ્રેમનો આશ્રમ છે. શ્રીકૃષ્ણપ્રેમ પૂર્વાશ્રમમાં પ્રા. નિકસન તરીકે લખનૌમાં અંગ્રેજીના અધ્યાપક હતા. શ્રીકૃષ્ણની ભક્તિથી રંગાઈને તેમણે ઉત્તર-વૃંદાવન આશ્રમ અહીં બાંધ્યો. અહીં શ્રીકૃષ્ણનું નાનકડું રમ્ય મંદિર છે અને તેમાં બધી વૈષ્ણવ વિધિઓથી પૂજા થાય છે.

યાત્રા-માર્ગ બાડેછીનાથી આગળ પાંચેક માઈલ સુધી ચઢતો જાય છે. પછી ધવલછીના ગામ આવે છે. આખો રસ્તો ચીડ તથા દેવદારના ગાઢ જંગલમાંથી પસાર થાય છે. ચીડનું વૃક્ષ પોણોસો-સો ફૂટ જેટલું ઊંચું, ગગનચુંબિત હોય છે અને જ્યારે સમીરનાં લહેરા-માં આખાયે અરણ્યનાં વૃક્ષો હાલી ઊઠે છે, ત્યારે સાગરનાં મોજાં જેવો ગંભીર ઘોષ સંભળાય છે.

નીરવ શાંતિમાં માર્ગ કાપતા અમે ચાલ્યા જતા. અમારાં ખચ્ચરોનાં ગળાંમાં બાંધેલી ઘંટડીઓનો મધુર રણકાર વાતાવરણમાં ગુંજતો અને તેમનો જુવાન રખેવાળ હીરાવલ્લભ જ્યારે તેના સુરીલા

અવાજથી લીલાશ્રીની કોઈ ધૂન ગાતો, ત્યારે ઘડીભર અમે ભાન ભૂલીને અનંત હિમાલય સાથે એકતાનતા અનુભવતા (ચિત્ર નં. ૨).

એક તિલક (U) આકારનું આસન ખચ્ચરની પીઠ ઉપર બાંધેલું હોય છે. આ ચોકઠા ઉપર એમ ને એમ તો બેસી ન શકાય એટલે અમે તેના ઉપર અમારા ઊની ધાબળા પાથરીને બેસતા. આ ખચ્ચરોને લગામ જેવું પણ કાંઈ નથી હોતું. ફક્ત તેના મોંમાંથી ગરદન સુધી એક દોરડી બાંધેલી હોય છે, જેને પકડીને બેસવાનું. ખચ્ચર ઉપર સવાર ઉપરાંત બેઠકની આગળ બેઉ બાજુએ બે ઝોળીઓ લટકાવવા દે છે. આમાં યાત્રી તે દિવસના પ્રવાસ પૂરતું ભાથું, દૂરબીન, કેમેરા કે બીજી આવશ્યક વસ્તુઓ રાખી શકે છે. માલ-સામાનનાં લદ્દૂ-ખચ્ચરો સામાન્ય રીતે યાત્રીથી પાછળ જ આવતા હોય છે અને તેના ઉપર કસીને બાંધેલો સામાન વારંવાર છોડી શકાતો નથી એટલે આખા દિવસ માટેની જરૂરી ચીજ-વસ્તુઓ યાત્રીએ પોતાની સાથે જ રાખવી એ સલાહભર્યું છે.

ધવલછીનામાં પાસે જ સરકારી ડાક-બંગલો પણ છે. અસલ તો અંગ્રેજ અમલદારોની સગવડ માટે બાંધેલા આવા ડાક-બંગલાઓમાં પ્રવાસીદીઠ બે રૂપિયા આપીને રાતવાસો રહી શકાય છે. બધા જ ડાક-બંગલાઓ ખાસ પસંદ કરેલા સ્થળે બાંધેલા હોય છે, જ્યાંથી સુંદર નૈસર્ગિક દશ્ય જોઈ શકાય. ડાક-બંગલામાં એક કે બે ઓરડા હોય છે, તથા પાછળ ગુસલખાનું (બાથરૂમ) અને આગળ નાનકડો વરંડા હોય છે. ઘણુંખરું તો ડાક-બંગલા સાથે અલાયદું રસોઈનું મકાન પણ હોય છે, જ્યાં નોકરો વગેરે પણ રહી શકે. ડાક-બંગલામાં બત્તી કરવાના સાધન ઉપરાંત એકબે ભીંતનાં કબાટ તથા ખુરસી, ટેબલ વગેરે મામૂલી રાચરચીલું પણ હોય છે.

પહાડોમાં 'બનીયા'(દુકાનદાર)ને ત્યાં રહેવાની પદ્ધતિ યાત્રીઓ માટે આશીર્વાદ સમાન છે. કાંઈ પણ ભાડું આપ્યા વિના યાત્રીઓ દુકાનદારને ત્યાં રાતવાસો કરે છે, અને બદલામાં ફક્ત તેને ત્યાંથી પોતાનુ સીધું ખરીદે તેટલી સમજૂતી હોય છે.

ધવલછીના પછી માર્ગ ગાઢાં જંગલોમાં થઈને નીચે ઊતરે છે. અહીં ચીડ તથા દેવદાર ઉપરાંત સાગ, જાંબુ વગેરે અનેકવિધ વૃક્ષોની ઘટાઓ ફેલાયેલી છે. આ તરફ પહાડોમાં ચીડ(પાઈન)નાં વૃક્ષોનો રસ એકઠો કરાય છે. વૃક્ષના થડ આગળ કાપ મૂકીને તેની નીચે માટીનું એક નાનું ઊભું ગમલું (કુલડું) લટકાવે છે, જેમાં

ઝાડમાંથી ઝરતો રસ એકઠો થાય છે. ઠેકેદારનાં માણસો જંગલોમાં ફરતાં રહે છે ને બધો રસ ઘાસલેટનાં ટીનોમાં ભરીને ઠેરઠેર બાંધેલી વખારોમાં ભેગો કરે છે અને ત્યાંથી અલ્મોડા, રાણીખેત તથા કાઠગોદામ લઈ જાય છે.

ધવલછીનાથી પાંચ માઈલ દૂર કનારીછીના આવે છે. અહીં ચીડનાં વૃક્ષોની ઘટા વચ્ચે જંગલાતી ખાતાનો સુંદર વન-આશ્રમ આવેલો છે (ચિત્ર નં. ૩).

અલ્મોડાથી અઢાર માઈલ ઉપર શેરાઘાટ આવે છે. સરયૂ નદીને કાંઠે વસેલું આ એક સુંદર ગામ છે અને ત્યાં મજબૂત લોઢાનો ઝૂલતો પુલ છે. ઊંચાઈ માંડ ૩૫૦૦ ફૂટ હોવાથી શેરાઘાટ પ્રમાણમાં બહુ ગરમ સ્થળ છે. અમે બપોરે જ પહોંચ્યા તેથી તાપથી અકળાઈ ઊઠેલા સીધા સરયૂમાં નાહવા પડ્યા. પાસે જ સરયૂતટે એક શિવાલય છે અને સામે જ એક બીજી નાનકડી સરિતા સરયૂને મળે છે. આ સંગમ પરનું દૃશ્ય મનોહર છે. આ જ સરયૂ શ્રીરામચંદ્રજીના અયોધ્યાએ પહોંચે છે એ યાદ આવ્યું. ગરમ આબોહવાને લીધે અહીં ચીડ-દેવદારને સ્થાને વડ, પીપળો, આંબો, કેળ અને ખજૂરીનાં વૃક્ષો ઘણાં છે. સરયૂને બન્ને કાંઠે છૂટીછવાઈ આમ્રકુંજો પણ જોઈ. ગ્રીષ્મ ઋતુ પછી અહીં ઢગલાબંધ કેરીઓ મળે છે.

માર્ગ તો પૂર્વ દિશામાં જ વળી ચડવા લાગ્યો અને બીજા છ માઈલ પછી ગણાઈ આવ્યું. અલ્મોડાથી ત્રીસ માઈલ પર આવેલું, વીખરાયેલાં ખેતરો વચ્ચે વસેલું આ એક શાંત ગામ છે.

પહાડોનાં ખેતરો જુદી જાતનાં હોય છે. દેશના સપાટ પ્રદેશની જેમ અહીં એકબીજાની પડખે માઈલો સુધી પથરાયેલાં વિશાળ ખેતરો નથી હોતાં. અહીં તો નદીના ઘાટનાં પગથિયાં માફક નાનકડાં સાંકડાં ખેતરો એકબીજાની ઉપર પહાડના ઢોળાવો પર બનાવેલાં હોય છે. અથાગ પરિશ્રમે પહાડનાં પડખાં સપાટ કરીને બનાવેલાં આ નાનાં નાનાં ખેતરો આપણે ત્યાંનાં વિશાળ ખેતરોની સરખામણીમાં તો નાનકડા ક્યારા જ લાગે (ચિત્ર નં. ૪). ઘણાં ખેતરો તો એટલાં નાનાં હોય છે કે તેમાં બળદ અને હળ વડે ખેડ જ ન થઈ શકે! આ ખેતરોને મુસળધાર વરસાદથી ધોવાઈ જતાં અટકાવવા માટે પહાડી કિસાનોને રાતદિવસ કાળજી રાખવી પડે છે. આ તરફ મુખ્યત્વે ડાંગરનો જ પાક થાય છે, ઘઉં પણ થાય છે. ક્યાંક ક્યાંક જવ, મકાઈ અને શેરડી પણ થાય છે.

(૩) અલ્મોડાથી ૧૯ માઈલ દૂર, કનારીજીના ગામ પાસેનો વન-આશ્રમ. આવાં સરકારી મકાનોમાં યાત્રીઓ રાતવાસો કરી શકે છે. (પૃષ્ઠ ૧૪)

(૪) પહાડની ખેતી. પહાડી લોકો આ પ્રમાણે પહાડના ઢોળાવ ઉપર નદીના ઓવારાના પગથિયાં જેવા ખેતરો (Terraced Fields) બનાવે છે. (પૃષ્ઠ ૧૪)

ગણાઈથી છ માઈલ આગળ કુલરૂ નદી આવે છે. અસંખ્ય પથ્થરોથી છવાયેલા પટ ઉપરથી નદીનો પ્રવાહ ઊછળતો, પટકાતો વહ્યે જાય છે, અને માર્ગમાં પડેલા ખડકો સાથે અફળાતો, મોતીના દાણા જેવાં બિંદુઓની સેરો ઉડાવતો, સાગરને ભેટવા આગળ ને આગળ ધસ્યે જાય છે. નદીને કાંઠે બાંસ-પાટણ ગામ આવે છે. બંને કાંઠે વસેલું આ ગામ એક કાંઠે બાંસ તથા બીજા કાંઠે પાટણ કહેવાય છે. યુરોપમાં ડાન્યુબ નદીના કિનારે સામસામાં વસેલાં બુડા તથા પેસ્ટ શહેરોની જેમ કુલરૂ નદીના કિનારે સામસામાં આવેલાં આ બે ગામ બાંસ-પાટણના સામાન્ય નામથી ઓળખાય છે. અહીં પણ ગામ પાસે નદીની ઉપર લોઢાનો ઝૂલતો પુલ છે અને નદીના બંને કાંઠે ડાંગરનાં હરિયાળાં ખેતરો આવેલાં છે. આ આખુંય સ્થાન ખૂબ જ રમણીય છે.

બાંસ-પાટણથી છ માઈલ રસ્તો ચીડનાં જંગલોમાંથી પસાર થઈને બેરીનાગ પહોંચે છે. છેલ્લા બે માઈલ આકરું સીધું ચઢાણ છે.

સાત હજાર ફૂટની ઊંચાઈએ બેરીનાગ વસેલું છે. આ નામ કાશ્મીરની વિતસ્થા (જેલમ) નદીના ઉગમસ્થાન વેરીનાગનું સ્મરણ કરાવે છે. ગામથી આશરે ત્રણસો ફૂટ ઊંચે એક ટોચ ઉપરથી આસપાસના પહાડો ઉપરાંત નંદાકોટ, નંદાદેવી, ત્રિશૂલ, પંચચુલી, કેદારનાથ, બદરીનાથ વગેરે અનેક હિમશિખરોની હારમાલા સ્પષ્ટ જોઈ શકાય છે (ચિત્ર નં. ૫). પરંતુ ઉનાળાના દિવસોમાં મોટેભાગે દિશાઓ ધૂંધળી રહે છે અને તેથી આવાં હિમશિખરોનાં દર્શન વિષે સામાન્ય પણે નિરાશા સાંપડે છે. ગામલોકોએ અહીં એક હાઈસ્કૂલ બાંધવી શરૂ કરી છે. હાઈસ્કૂલના આચાર્ય મને શાળાના કામચલાઉ વર્ગો જોવા લઈ ગયા, જેમાં ત્રણસોથી ચારસો વિદ્યાર્થીઓ ભણતા હતા.

બેરીનાગ પાસે જ કેટલાક ચાના બગીચાઓ આવેલા છે. મૂળ અંગ્રેજી માલિકીની આ આખી 'એસ્ટેટ' હવે એક દેશી ગૃહસ્થના હાથમાં છે. તેના વ્યવસ્થાપક અમને ત્યાંનું ચા સૂકવીને તૈયાર કરવાનું કારખાનું બતાવવા લઈ ગયા. બીજા એક સદ્‌ગૃહસ્થને ત્યાં અમે ચા પીવા ગયા. ત્યાં બેટરીથી ચાલતો રેડિયો જોઈને મને સહેજ નવાઈ લાગી. આ સજ્જન રેડિયો પરથી મળતા સમાચારો દ્વારા બહારના બનાવોથી પરિચિત રહે છે. મોટા વેપારી છે, છતાં જાતે કદી અલ્મોડાથી આગળ ગયા નથી, અને તેમણે કદી રેલવે-ગાડી પણ જોઈ નથી! આ બાજુના પહાડી લોકો માટે તો અલ્મોડા જ મોટામાં મોટું શહેર છે.

બેરીનાગથી લગભગ દસ માઈલ ઉપર થલગામ રામગંગા નદીને કાંઠે આવ્યું છે. નદીની બંને બાજુએ ગામનાં ઘરો અને દુકાનો છે, અને વ્યવહાર માટે નદી ઉપર લોઢાનો ઝૂલતો પુલ છે. થલગામ ફક્ત ૩,૦૦૦ ફૂટની ઊંચાઈએ જ આવ્યું છે એટલે ઉનાળામાં ત્યાં ગરમી ખૂબ હોય છે. યાત્રીઓ પોતાનો થાક અને તાપ ઉતારવા રામગંગામાં સ્નાન કરે છે. નદીને ડાબે કાંઠે બાલેશ્વર મહાદેવનું સુંદર શિવાલય છે. વૈશાખી પૂર્ણિમાને દિવસે અહીં મોટો મેળો ભરાય છે.

થલથી આગળ માર્ગ વળી ધીમેધીમે ઊંચે ચઢે છે અને વૃક્ષોની આડીમાંથી વાંકોચૂકો ડીડીહાટ ગામ જાય છે. વૃક્ષોની ગીચ ઘટાઓને લીધે આખો માર્ગ ખૂબ ઠંડકવાળો છે. રસ્તામાં થલથી સાતેક માઈલ પર મોપાણી નામનો ઝરો પહાડ ઉપરથી ઊતરી આવે છે. તેનું પાણી મધ જેવું મીઠું અને ગુણદાયક મનાય છે.

અલ્મોડાથી ૯૨ માઈલ ઉપર રમણીય ગામ ડીડીહાટ આવે છે. ચર્મા નદીને કાંઠે વસેલા ડીડીહાટ ગામની ચારે બાજુએ ઊંચી ઊંચી ટેકરીઓ આવેલી છે. આ પહાડો ઉપરનાં વૃક્ષો તથા વનરાજી એટલાં તો વિપુલ છે કે પહાડની જમીનનો ભાગ તો ક્યાંયે જોવા ન મળે. વનરાજીની આ અપૂર્વ શોભામાં ગામનાં સમૃદ્ધ હરિયાળાં ખેતરો વૃદ્ધિ કરે છે. અલ્મોડાથી તે ધારચુલા સુધીના આખા માર્ગમાં ડીડીહાટ ગામ મને સૌથી વધુ સુંદર અને રમ્ય લાગ્યું.

ડીડીહાટથી સાડાત્રણ માઈલ ઉપર કાણાધાર પાસે પહાડ ઉપર એક નવી જ હાઈસ્કૂલ ખેલાગામ પાસે આશ્રમ સ્થાપીને રહેતા શ્રીનારાયણ સ્વામીએ બંધાવી છે. હાઈસ્કૂલની ચારે બાજુએ વિપુલ સૃષ્ટિસૌંદર્ય પથરાયેલું છે.

અલ્મોડાથી અસ્કોટ સિત્તેર માઈલ છે. આ એક ટચુકડું દેશી-રાજ્ય હતું. ભારતભરનાં દેશી રાજ્યોની જેમ હવે તે પણ વિલીન થઈ ગયું. ગામમાં રાજાનો મહેલ, આસપાસનાં ઘર અને ઝૂંપડાંઓથી જુદો પડતો, ભૂતકાલની યાદ આપતો ઊભો છે. અહીંથી એક રસ્તો પિઠોરાગઢ થઈને તનકપુર જાય છે.

અસ્કોટથી સાડા ત્રણ માઈલ ઉપર જોહાર તરફથી વહી આવતી ગૌરીગંગા ઝૂલતા પુલથી ઓળંગી તેના ડાબે કાંઠે જવું પડે છે. આ પ્રદેશની બીજી નદીઓની જેમ તેનો પ્રવાહ પણ ધડવડો ડહોળો છે.

હિમપ્રવાહ(ગ્લેશિયર)માંથી નીકળતી નદીઓનાં પાણીનો રંગ આ દિવસોમાં ઘઉંવર્ણો હોય છે.

ગૌરીગંગાના પુલથી લગભગ બે માઈલ દૂર જૉલજીબી નામનું મનોરમ્ય ગામ આવે છે.' આ સ્થાન પાસે ઉત્તર તરફથી આવતી ગૌરીગંગા તથા ઈશાન તરફથી વહી આવતી કાલીગંગા મળે છે અને તે બન્નેના સંગમસ્થાને જ જૉલજીબી ગામ વસ્યું છે. ગોરી તથા કાલી બન્ને ગંગાઓના વેગીલા પ્રવાહ જ્યારે મળે છે, ત્યારે બહુ વર્ષોથી વિખૂટી પડેલી બે સખીઓ આતુર હૃદયે એકબીજીને આલિંગે તેમ બન્ને પ્રવાહ એકબીજામાં ઓતપ્રોત થઈ જાય છે. ગોરી તથા કાલી ગંગાઓનું મિલન, ગૌરવર્ણી ગંગા તથા શ્યામરંગી કાલિન્દીના સંગમ-સ્થાન પ્રયાગરાજની યાદ આપે છે. આ સંગમસ્થાનના અતિશીતલ છતાં પુનિત જલમાં સ્નાન કરવાનું અમે ચૂક્યા નહિ. સંગમ ઉપર જ કાલી નદી ઓળંગવા માટે ઉનાળામાં દોરડાંનો એક પુલ બનાવેલો હોય છે.

જૉલજીબી ગામમાં દર વર્ષે નવેંબર માસની મધ્યમાં એક મોટો મેળો ભરાય છે. આશરે દસ-પંદર હજાર માણસો મેળામાં એકઠાં થાય છે, અને હિમ-તળેટીના શીત પ્રદેશોમાં વસતા લોટીઆ વેપારીઓ તિબેટથી ખરીદી લાવેલી ઊન તથા ચામડાની અનેક વસ્તુઓ તથા બીજી ચીજો આ મેળામાં વેચે છે.

જૉલજીબીથી છેક ભારત-તિબેટની સરહદ પર આવેલા લીપુ-ઘાટ સુધી યાત્રા-માર્ગ હવે કાલીનદીને કિનારે કિનારે જ જાય છે. આ વિભાગમાં કાલીનદી ભારત તથા નેપાલ રાજ્યની સરહદ છે અને આખે રસ્તે યાત્રી, સામે કાંઠે આવેલાં નેપાલ રાજ્યનાં હરિયાળાં ખેતરો તથા ગામડાંઓ જોતો ચાલે છે. આગળ ઉપર ભારતના સપાટ પ્રદેશ-માં કાલીનદી ગોગરાને નામે ઓળખાય છે. આ ભાગમાં કાલીનદી પહાડોમાં ખૂબ વળાંક લેતી વહે છે, અને પહાડોની ઊંચી ભેખડો પરથી પસાર થતા રસ્તા ઉપરથી તેના સર્પાકાર વહેણનાં અનુપમ દૃશ્યો જોવા મળે છે.

આ વિસ્તાર નીચાણવાળો અને વનરાજીથી છવાયેલો હોવાથી અહીં સાપ વગેરે ઝેરી જીવજંતુઓથી સંભાળવું જરૂરી છે. અમે પણ જ્યારે બલવાકોટના ડાકબંગલામાં ઊતરેલા ત્યારે રાત્રિના અંધ-કારમાં વીંછીના ડંખથી સહેજમાં જ બચી ગયા હતા.

અલ્મોડાથી નેવું માઈલ પર ધારચુલા ગામે યાત્રાનો પહેલો તબક્કો પૂરો થાય છે. અત્યાર સુધી ઘોડા કે ખચ્ચર ઉપર મુસાફરી કરી રહેલા યાત્રીને પણ અહીંથી આગળ હવે યાત્રા-માર્ગ અતિ સાંકડો અને દુર્ગમ હોવાથી પગપાળા જ પ્રવાસ કરવો પડે છે.

સમુદ્રતલથી ૩૦૦૦ ફૂટની ઊંચાઈએ આવેલું ધારચુલા આ તરફનું એક મોટું ગામ છે અને ગરમ સ્થળ છે; ભોટીઆ લોકોનું એ શિયાળાનું મુખ્ય નિવાસસ્થાન છે અને શરદઋતુથી તે વસંત સુધી તેઓ કુટુંબ સહિત અહીં તેમનાં ઘરોમાં રહે છે.

ધારચુલા ગામ પાસે પણ કાલીનદી ઓળંગવા માટે દોરડાંનો એક 'પુલ' છે પરંતુ અહીં પુલને બદલે તો ફક્ત એક લાંબું દોરડું જ સામસામા કાંઠે બાંધી રાખેલું છે. આ દોરડા ઉપરથી ગામના સશક્ત લોકો કોઈ મદારીનું માંકડું દોરડા પર ચાલે તેમ દોરડા પર પગની આંટી ભરાવીને હાથ વડે દોરડું ખેંચતા લટકતા લટકતા નદી પાર કરે છે (ચિત્ર નં. ૬). અજાણ્યા પ્રવાસીઓ માટે તેઓ લાકડાનો એક ત્રિકોણ દોરડા પર લટકાવીને તે પર બેસાડે છે. બેસનાર ત્રિકોણને પકડી રાખે છે, જ્યારે બીજા એક દોરડા વતી સામા કાંઠાના લોકો ત્રિકોણને પોતાની તરફ ખેંચે છે. નીચે ધસમસતા જતા નદી-પ્રવાહથી ત્રિકોણ પર બેસનાર બહુ ઊંચે નથી હોતો. યાત્રા-માર્ગમાં તો અહીં કાલી-નદી ઓળંગવી નથી પડતી છતાં પણ એક સાહસ કર્યાનો સંતોષ કમાવા ખાતર હું પણ લાકડાના એ ત્રિકોણને વળગીને સામે પાર નેપાલી ગામ સુધી જઈ આવ્યો!

# મજલ બીજી

## [ધારચુલાથી ગર્બ્યાંગ]

ધારચુલાથી આગળનો માર્ગ હવે એક સાંકડી પગદંડી બની જાય છે, જે કોઈ કોઈ ઠેકાણે તો બે-ત્રણ ફૂટથી વધુ પહોળી નથી હોતી. કાલીનદીને કાંઠે કાંઠે ઊંચા પહાડની ભેખડ ઉપર આ સાંકડી પગદંડી ચાલી જાય છે-જાણે કે ઊંચા પહાડને કેડ ઉપર કંદોરો પહેરાવ્યો હોય! પગદંડીની એક બાજુએ વિશાળ પહાડની ભેખડ ઝઝૂમતી હોય, જ્યારે બીજી બાજુએ હજાર-દોઢ હજાર ફૂટ ઊંડે ઉન્માદિની કાલીનદી જોરશોરથી ઊછળતી હોય!

ધારચુલાથી દસ માઈલ ચાલીને યાત્રી ખેલાગામ પહોંચે છે. છેલ્લા બે માઈલ આકરી સીધી ચઢાઈના છે. ખેલાનું નામ અસલ કેલા ઉપરથી પડયું એમ મનાય છે અને અહીં દરેક ઘર પાછળ કેળની વાડી જોવા મળે છે. અહીં તેમ જ આગળ ચૌદાંસપટ્ટીમાં ખેડૂતો ડાંગર અને જવ ઉપરાંત મોરૈયો, મકાઈ, રાજગરો તેમ જ અળવીનું વાવેતર કરે છે અને ફળફળાદિમાં અહીં કેળાં ઉપરાંત આંબા અને દાડમ પણ થાય છે. ચારે બાજુએ ગિરિમાળાઓથી વીંટળાયેલું ખેલા બહુ સુંદર સ્થાન છે (ચિત્ર નં. ૯). ખેલા ગામના પહાડ પરથી દૂર ઊંડે ખીણમાં વહેતી ધૌલીગંગાનો ઘેરો ઘુઘવાટ સ્પષ્ટ સંભળાય છે, અને વાતાવરણની ગહનતામાં વધારો કરે છે.

ગામ નજીક યાત્રા-માર્ગને પડખે જ ગામલોકોએ એક ચોતરા પાસે બે-ચાર છોડ વાવ્યા છે અને તેને નામ આપ્યું છે 'ગાંધી-પાર્ક'!! અહીં ગાંધીજીની એક ગામઠી પ્રતિમા પણ ઊભી કરી છે. તેમાં ઊંચું કલાકૌશલ્ય નથી; છતાં અલ્મોડાથી પણ સો માઈલ ભીતર હિમાલયના અંતર્ભાગમાં આવેલા આ નાનકડા ગામના ભલા સહૃદયી લોકોની ભાવના તથા ભક્તિના પ્રતીકરૂપે તે ઊભી છે.

આ પહાડોમાં ટપાલ-વ્યવહાર ઉનાળે છેક ગર્બ્યાંગ ગામ સુધી ચાલુ હોય છે. પરંતુ શિયાળાના પાંચ મહિના ફક્ત ખેલા સુધી જ ચાલે છે. અલ્મોડાથી તે ગર્બ્યાંગ સુધી દોઢસો માઈલ જેટલા દુર્ગમ પહાડો વીંધીને 'હલકારા'ઓની એક કડીબધ્ધ સાંકળ ચાલુ હોય છે. ટપાલના મોટા થેલાને પીઠે બાંધીને આ હલકારાઓ દિવસે તેમ જ રાત્રે ચાલીને ચાર દિવસમાં અલ્મોડાથી ગર્બ્યાંગ ટપાલ પહોંચાડે છે.

હાથમાં ઘૂઘરાવાળો એક ભાલો ખખડાવતા આ હલકારાઓ પોતાના ઘૂઘરાના રણકારથી ટપાલ જતી હોવાની જાણ કરે છે.

ગર્બ્યાંગથી આગળ તિબેટમાં ટપાલ પહોંચાડવા ભારત સરકારના ટપાલખાતા તરફથી કાંઈ વ્યવસ્થા નથી. પરંતુ ભારતના ભોટીઆ વેપારીઓ ઉનાળાના (આપણે ત્યાંના ચોમાસાના) ૩-૪ મહિના તિબેટના તકલાકોટ વગેરે ગામે પોતાની ટપાલ મેળવવા-પહોંચાડવાની ખાનગી સગવડ કરે છે. યાત્રીઓ પણ કોઈ જાણીતા ભોટીઆ વ્યાપારી મારફત ઘણી વાર આનો લાભ લે છે.

'ખેલા' ગામથી યાત્રા-માર્ગ એકદમ નીચે ઊતરે છે. ગામ છોડતાં જ પગદંડી પહાડની બાજુ ઉપર સાપના લિસોટા માફક ડાબા-જમણી નીચે અને નીચે ઊતરતી જાય છે અને દોઢ માઈલના ઉતારમાં યાત્રીને ખેલાથી બે હજાર ફૂટ નીચે ધૌલીગંગાને કાંઠે લાવે છે. આ સ્થાનને તેવાઘાટ કહે છે. અહીં ધૌલીગંગા ઉપર એક સાંકડો પુલ છે. ધૌલીગંગાનો મદોન્મત્ત, મસ્ત પ્રવાહ ભીષણ ગર્જના કરતો, ખડકો ઉપરથી કૂદતો, આસપાસના પથ્થરો સાથે અફળાતો, પુલ નીચે થઈને દિવસરાત વહ્યો જાય છે. વાલ્મીકિના ગંગાષ્ટકના 'पापापहारि दुरितारि तरंगधारि शैलप्रचारि गिरिराजगुहाविदारि' શ્લોકની યાદ આપે છે. ધારચુલાથી ધૌલીગંગા સુધીનો વિભાગ ભોટપ્રદેશની દારમાપટ્ટી કહેવાય છે. આગળ હવે ચૌદાંસપટ્ટી આવે છે.

પુલ ઓળંગીને જેટલી ઝડપથી પગદંડી નીચે પુલ સુધી આવી તેટલી જ ઝડપથી હવે સામેનો પહાડ ચઢવા માંડે છે. ત્રણ માઈલનું આ દુષ્કર ચઢાણ જાણે અંત જ ન આવવાનો હોય તેમ ઊંચે જાય છે. યાત્રી તો શું પણ કસાયેલા પહાડી મજૂરો પણ આ ચડાઈ ચઢતાં હાંફી જાય છે અને વારંવાર થાક ખાવા અને શ્વાસ લેવા થોભે છે. આખા ય યાત્રા-માર્ગમાં આવી વિકટ ચડાઈ કદાચ બીજી નથી. ઉપર પંગુ ગામ આવ્યું તેવા જ અમારી સાથેના બ્રહ્મચારી શ્રી. હરિજીવનજી બોલી ઊઠ્યા: 'पंगुम् लंघयते गिरिम्'વાળો શ્લોક ઋષિએ આ પહાડ ચઢતાં જ રચ્યો હશે! ત્રણ માઈલની આ ચઢાઈમાં અમે ધૌલીગંગાને કિનારેથી લગભગ ૪,૦૦૦ ફૂટ ઊંચે ચડ્યા. પહાડની ટોચે આવતી પંગુ ગામની ચાની દુકાન આ રસ્તે લગભગ છેલ્લી જ છે.

પહાડોની આકરી વાટે સામાન ઊંચકનાર મજૂરો તેમ જ ખચ્ચરવાળાઓને યાત્રીઓ અવારનવાર ચા, બીડી જેવી ચીજો અપાવે છે. આવી નજીવી વસ્તુઓની ભેટ તથા તેમનાં કુટુંબ અને જીવન વિષે

સહાનુભૂતિપૂર્વક પૂછેલા પ્રશ્નો તેમને માત્ર ભાર વહી જનારા મજૂર જ નહિ, પરંતુ વિકટ યાત્રાના સહાયક અને સાથી બનાવે છે.

પંગુ ગામ ઠીક મોટું છે. છૂટાંછવાયાં ઝૂંપડાંઓની આકર્ષક ફૂલગૂંથણી છે. દૂરથી તો ગામ રમણીય અને સ્વચ્છ લાગે છે; પરંતુ કોઈ પણ આંગણામાં પ્રવેશતાં જ એ અભિપ્રાય બદલવો પડે છે. લોકોની સ્વચ્છતા વિષેની બેદરકારી બેહદ છે. અહીંના જેટલી માખીઓ મેં બીજે કોઈ ગામે ન જોઈ. પોતાના નાનકડા બાળકનું મોઢું બણ-બણતી માખીઓથી છવાઈ ગયું હોય છતાં પાસે બેઠેલી તેની માને તેનું કશું યે નહિ!

ચૌદાંસપટ્ટીનો આ ભાગ સમૃદ્ધ અને વસ્તીવાળો છે. પાંચ–છ માઈલના વિસ્તારમાં ચાર–પાંચ મોટાં ગામ આવેલાં છે અને અહીં ખેતી પણ સારી થાય છે. ખેતી ઉપરાંત હાથવણાટ જેવા ઉદ્યોગો પણ વિકસેલા છે અને પ્રવાસીઓ પંગુ, સોસા, સિરખા વગેરે ગામોમાંથી ત્યાંની સ્ત્રીઓએ વણેલા કલાત્મક ભાતવાળા ગાલીચા ખરીદી શકે છે.

સોસા પણ મોટું ગામ છે અને અહીંથી પૂર્વ દિશામાં એક પગથી જંગલોમાં થઈને ત્રણ માઈલ ઉપર નારાયણ–આશ્રમ જાય છે. યાત્રા–માર્ગ તો ઉત્તરમાં તીથલાકોટ તરફ ઊંચે ચઢે છે. આ આખા પ્રદેશમાં ચીડ અને દેવદાર ઉપરાંત ઓક તેમ જ અખરોટનાં વૃક્ષો પણ થાય છે.

પહાડોમાં બિચ્છુબોટી નામનો છોડ ઊગે છે. ત્રણ–ચાર ફૂટ ઊંચા આ આખા છોડ ઉપર ઝીણા તીક્ષ્ણ કાંટાની રુવાંટી હોય છે. માણસને એ ક્યાય પણ અડકે તેવી જ વીંછીના ડંખ જેવી વેદના ઊપડે છે. ધારચુલા–ગર્બ્યાંગ વચ્ચે ચાલનાર યાત્રીને આ છોડથી ખાસ સભાળવું પડે છે. પહાડી લોકો આ છોડને સાચવીને કાપી લઈ તેને પાણીમાં પલાળી મૂકે છે અને પછી તેનું શાક બનાવીને ખાય છે! ઠંડીમાં આ શાક ખાસી ગરમી આપે છે.

ચઢાઈ પૂરી થાય છે તે સ્થળ (રૂંગલીંગ) ૧૦ હજાર ફૂટથી સહેજ નીચું છે. ટોચ પર વટેમાર્ગુઓએ રચેલી પથ્થરની ઢગલીઓ અને ચીથરાંચીંદરડાંઓની ધજા–પતાકાઓ જોવા મળે છે. દરેક ચઢાઈ-ની ટોચે એક ઉપર એક પથ્થર ગોઠવીને આવી ઢગલીઓ કરવાનો અને ચીંદરડીઓની ધજાઓ બાંધવાનો તિબેટી રિવાજ પહાડોમાં લગભગ બધે છે.

રૂંગલીંગની ઊંચાઈ પરથી વળી સીધા નીચે ઊતર્યા. ગાઢાં

અરણ્યો અને વિપુલ વનરાજીમાં થઈને પગદંડી ત્રણ–સાડાત્રણ માઈલ સુધી નીચે ને નીચે જાય છે. આ 'तालतमालसालसरलव्यालोलवल्लीलताछन्नं सूर्यकरप्रतापरहितम्' માર્ગ પર વૃક્ષોની ઘટા એટલી તો ઘેરી છે કે સૂર્યનાં કિરણો એમાં માંડ પ્રવેશી શકે છે અને એ આસામનાં કે એમેઝોનના પ્રદેશનાં જંગલોનો ખ્યાલ આપે છે.

અહીંની અનેકવિધ વનશ્રીમાં ધ્યાન ખેંચે તેવો એક છોડ 'સર્પ-કુસુમ'નો છે. પોતાના ભક્ષને ગળી જવા આતુર, મોં ફાડીને ઊભેલા ફણીધર સર્પની આબેહૂબ નકલ જેવો આ લીલોછમ છોડ કુદરતની એક અજાયબી છે. પહેલી વાર જોનાર યાત્રી તો એક પળ ચમકીને ઊભો જ રહે–જાણે કે સર્પ છે. પણ પછી રસ્તે ઢગલાબંધ આવતાં આ સર્પ–કુસુમોને જોતાં તે સર્પ–રજ્જુન્યાયનો ભેદ સહેજે સમજી શકે છે.

હવે પગદંડી નીચે ઊતરવા માંડીને સિંખોલા નદીને કિનારે આવે છે. એ પહાડની વચ્ચેથી ધસમસતા આ ધવલ પ્રવાહની શોભા અપૂર્વ છે. પ્રવાહ ઉપર બાંધેલા બે કાચા પુલ ઓળંગીને આગળ જતાં પગદંડી વળી પાછી ઉપર ચઢે છે. બીજા ત્રણ માઈલ પછી જીપ્તી ગામ આવે છે.

ધારચુલાથી જ ખૂબ દુર્ગમ બનતો યાત્રા-માર્ગ જીપ્તી વટાવ્યા પછી વધુ જ વિકટ બને છે. ખેલા નજીકથી વિખૂટી પડેલી કાલીનદી જીપ્તી પાસે ફરીથી યાત્રા–માર્ગને આવી મળે છે અને હવે રસ્તો તેના કિનારાની કરાડ પર જ ચાલે છે. પગદંડી પણ બે–ત્રણ ફૂટથી પહોળી નથી. તીક્ષ્ણ પથ્થરોથી છવાયેલી આ પગદંડી સીધી ઉપર નીચે ચઢે–ઊતરે છે અને પહાડની કરાડની બાજુ ઉપર ને પેટાળે ઝીણા કંદોરાની જેમ જાય છે. એક બાજુ ઊંચા પહાડની ભેખડ માથા પર તોળાઈ રહી હોય છે અને બીજી જ બાજુ સીધી કરાડ નીચે વિકરાળ કાલીનદી ઘૂઘવતી હોય છે. પહાડનું પડખું કોચી કોચીને બનાવેલી આ પગદંડી કોઈ કોઈ ઠેકાણે તો નદીના પ્રવાહ ઉપર ઝૂલતી હોય છે. પહાડની સીધી કરાડમાં સુરંગ જેવા ખાડા કરી તેમાં પાતળી સાંકડી પથ્થરલાદીઓ (કે લાકડાના સ્લીપર) બેસાડીને એક લાંબા છજાની જેમ આ કેડી બનાવેલી હોય છે અને તે પર યાત્રીએ 'दृष्टिपूतं न्यसेत् पादम्'ની શિખામણ યાદ રાખીને, આસપાસ નજર નાખ્યા વિના, કેવળ પગ પર જ નજર નોંધીને ચાલવું પડે છે. નીચે પ્રચંડ વેગે વહેતી ઘૂઘવતી કાલીનદી અહીં સાથે જ મહાકાલીની રૌદ્ર મૂર્તિ સમી લાગે છે.

જીપ્તીથી આગળ પગદંડી ત્રણેક માઈલ નીચે ઊતરીને કાલીનદીના પ્રવાહની છેક નજીક આવે છે અને પહાડોની પથરાળ કરાડો ઉપર સીધી ચઢે-ઊતરે છે. આ વિભાગને નિરપાણી કહે છે. કહે છે કે પહેલાં અહીં યાત્રીને પાણી ક્યાં યે ન મળતું. જીપ્તીથી સાડાત્રણ માઈલ ઉપર જુમલી ઉડ્યાર સ્થાન આવે છે. અહીં ખડકો વચ્ચે થોડી છૂટી જમીન છે, જ્યાં ભોટીઆ વેપારીની વણજારો તેમનાં સેંકડો ઘેટાં-બકરાં સાથે પડાવ નાખીને રાતવાસો કરે છે.

યાત્રીની મહામુસીબતમાં વધારો કરવા જ કેમ જાણે આ સાંકડી પગકેડી ઉપર ભોટીઆ વેપારીઓની વણજારો સાથે સાથે જ જતી-આવતી હોય છે. વરસાદનાં ઝાપટાં અને કીચડથી લપસણી બનેલી પગદંડી તેમનાં સેંકડો ઘેટાં-બકરાંના છાણના સતત લેપથી વધુ લપસણી અને જોખમી બને છે. મજબૂત, ખડતલ પહાડી ઘેટાંઓની બેઉ બાજુએ દસ-દસ પંદર-પંદર રતલ વજનની માલ ભરેલી ચામડાની કોથળીઓ લટકાવેલી હોય છે. સાંકડી, પથરાળ પગદંડી ઉપર ચઢતા કે ઊતરતા યાત્રીને આવાં ઘેટાં-બકરાંની લાંબી પોઠ સામી મળે છે ત્યારે તેને આગળ વધવું અશક્ય થઈ પડે છે. સાંકડી પગથી પર માલ લાદેલું હૃષ્ટપુષ્ટ ઘેટું અને યાત્રી બન્ને સાથે તો જઈ જ ન શકે, અને આ કદાવર પહાડી ઘેટાંઓ સામેથી આવતા યાત્રીને પણ ધક્કો મારીને નીચે ખીણમાં ગબડાવી દે તેવાં હોય છે. અમને પણ આ વિભાગમાંથી જતાં-આવતાં, સામેથી આવતી ઘેટાંઓની આવી વણજારોને પસાર થવા દેતાં અથવા તો અમારી આગળ આસ્તેકદમ ચાલતી ઘેટાં-બકરાંની કોઈ કતારને વટાવીને આગળ વધવામાં ખૂબ જ મુશ્કેલી નડતી. તેવે વખતે અમે પગદંડી ઉપર અમારી અણીદાર લાકડીઓના ટેકાથી પહાડની કરોડોને ચીટકીને ઊભા રહી જતા અને આખી પોઠ પસાર થઈ જાય તે પછી જ આગળ વધતા હતા.

જીપ્તીથી ચાર માઈલ દૂર કાલીને સામે કાંઠે પાણીનો એક સુંદર ધોધ નદીમાં પડે છે. આ પ્રવાહને ટંપકુ-ગડ કહે છે. પહાડોમાં નદી અથવા પ્રવાહને 'ગડ' કહે છે. ટંપકુ પચાસેક ફૂટની ઊંચાઈએથી કાલીમાં પડે છે અને તેનો શુભ્ર જલપ્રવાહ સ્થાનને અલૌકિક રમણીયતા બક્ષે છે. પરંતુ ગર્બ્યાંગ સુધીના આખા ય યાત્રા-માર્ગનો સૌથી સુંદર નજરંગ-ધોધ તો આ પછી બીજા દોઢ માઈલના સખત ચઢાણ અને ઉતરાણ પછી જ આવે છે. આ અતિ દુર્ગમ યાત્રાપથ સહનશીલ યાત્રીને તેના કષ્ટનો બદલો પણ તેટલી જ ઉદારતાથી આપે છે.

કોઈ ચક્રવર્તી સમ્રાટની સવારી આવી પહોંચતાં પહેલાં જેમ તેનો દુંદુભિનાદ દૂરથી સંભળાય છે, તેમ આ સમ્રાટ શા ભવ્ય નજંગ-પ્રપાતનો ઘેરો નાદ દૂરથી જ યાત્રીને કાને અથડાય છે. સાંકડી પગદંડીને અનુરૂપ એક સાંકડા પુલને ઓળંગવા જતાં યાત્રીને આકસ્મિક રીતે જ આ ધોધનું ભવ્ય દર્શન થાય છે. ટંપકુ-ગડના સુંદર ધોધનું દૃશ્ય હજુ તો વિસારે નથી પડ્યું હોતું, ત્યાં આ ભવ્ય, ગૌરવશાળી ધોધ જોઈને તેની દિવ્ય શોભાથી અંજાઈ જતા યાત્રીનો પગ (ખંચકાઈને) ત્યાં જ અટકી જાય છે. કાળમીંઢ ખડકો અને વનરાજીની ઘટામાંથી નજંગનો શ્વેત, ફીણયુક્ત જલરાશિ હાસ્ય વેરતો એકદમ નીચે કૂદી પડે છે, જાણે કે ત્રિપુરારિની જટામાંથી ભાગીરથી અવનિ પર કૂદી પડી હોય! (ચિત્ર નં. ૭).

આ અપૂર્વ નિસર્ગ-શોભાને માણતાં યાત્રી થાકતો નથી. ધોધનાં જલબિંદુઓ નીચે પછડાઈને તેના અસંખ્ય તુષાર હવામાં ફેંકાય છે, અને તેના ઉપર જ્યારે સૂર્યનાં કિરણો પડે છે ત્યારે એક મનોહર સપ્તરંગી મેઘધનુષ બને છે અને શ્યામરંગી પહાડ ઉપર ખંડિત ઇંદ્રધનુ શોભી ઊઠે છે, જાણે કે મસ્તક ઉપર સપ્તરંગી મયૂર-પિચ્છ ધારણ કરીને ઊભેલા શ્યામલ કૃષ્ણ![×]

પ્રશાંત અને ધ્યાનમગ્ન આ જલ-પ્રપાતની વંદના કરીને, તેની મસ્તીના ઘેનમાંથી જાગતો યાત્રી ફરી પહાડ ચડવા માંડે છે. અર્ધો એક કલાકની સખત ચઢાઈ પછી યાત્રી બેલાઘાટ પર આવે છે. અહીં કાલીનદી તો ક્યાં યે નીચે રહી જાય છે અને પગદંડી દોઢ-બે હજાર ફૂટ ઊંડી ખીણ ઉપર તોળાતી આગળ વધે છે. નીચે ઊંડાણમાં પ્રવાહી પારો સરી રહ્યો હોય તેમ કાલીનદી સર્પાકારે વાંકીચૂકી ચાલી જતી દેખાય છે. હજારો વર્ષો સુધી સતત વહી જઈને કાલીનદીએ ગિરિરાજના અભેદ્ય શિલાઓને પણ તોડી નાખી છે અને પોતાનો સાંકડો માર્ગ પહાડોની અંદર ઊંડેઊંડે કોરી કાઢ્યો છે. તેની બન્ને બાજુએ પહાડની કરાડો ૭૦થી ૭૫ અંશના સીધાણે કોઈ દુર્ગની દીવાલોની જેમ સામસામી ઊભી છે.

છીપ્તીથી આઠ માઈલ પર એક નાનકડી નદી ઓળંગીને યાત્રી

× रत्नच्छाया व्यतीकर इव प्रेक्ष्यमेतद् पुरस्ताद् ।
वल्मीकाग्रात् प्रभवति धनुः खण्डमाखण्डलस्य ॥
येन श्यामं वपुरतितरां कान्तिमापस्यते ते ।
बर्हिणेव स्फुरितरुचिना गोपवेशस्य विष्णोः ॥ (મેઘદૂત)



(૮) અલંકૃતા. ગર્બ્યાંગ ગામની એક ભોટીઆ નારી. બધી ભોટીઆ સ્ત્રીઓ રૂપાના આવા વજનદાર અલંકારો પહેરે છે. (પૃષ્ઠ ૨૭)

(૯) ચારુસ્મિતા. ખેલાગામની એક ભોટીઆ કન્યા. તેનો કેશકલાપ તથા નાકની મોટી વાળી ધ્યાન ખેંચે તેવાં છે. (પૃષ્ઠ ૧૯)

માલપા આવે છે. માલપા એ એક નામનું જ સ્થળ છે, ઘર કે વસતી કશું નથી. ફક્ત એક ટેકરી ઉપર, ટપાલ લઈને દોડનારા હલકારા-ઓને રાતવાસો કરવાની એક ઝૂંપડી છે અને તેની પાસે ભોટીઆ લોકોએ પણ યાત્રીઓ રાતવાસો કરી શકે તે માટે જુદી ઝૂંપડી બાંધેલી છે. જતા કે આવતા પ્રવાસીઓનાં બે જૂથ જો અહીં ભેગાં થઈ જાય તો આ નાનકડી મઢૂલીમાં સૌનો સમાવેશ થવો મુશ્કેલ! અહીં આગલી રાત્રે જો વરસાદનું ઝાપટું પડ્યું તો પૂરી કમબખ્તી સમજો. ઝૂંપડાના છાપરામાંથી ગંગા-જમના નીચે ધસી આવવાની! આ ઝૂંપડાને બારણા જેવું પણ ખાસ નથી હોતું તેથી રાત્રે અંદર યાત્રીઓ સૂતા હોય કે નહિ, આસપાસનાં ઘેટાં-બકરાં રાતવાસો કરવા અંદર આવવાનાં જ! અમે થાકીને લોથ થઈ અહીં પહોંચ્યા ત્યારે ઝૂંપડીમાં એક મરેલું ઘેટું પડ્યું હતું. અમારા મજૂર પાસે તેને બહાર ફેંકાવી થોડી નામની સાફસૂફી કરીને ત્યાં જ અમારે રાતવાસો કરવો પડ્યો. રાતે વરસાદ પણ આવ્યો જ, અને થોડાંક ઘેટાં-બકરાં પણ સાથે આવીને સૂતા. પાણી તો એટલું પડવા માંડ્યું કે અંધારામાં અમારા ગોબીલાલે ઉપર ચડીને ટોર્ચની મદદથી મહાકષ્ટે અમારા બરસાતી કાપડ તથા રેઈન-કોટને છાપરાના ઘાસ ઉપર બિછાવી દીધા ત્યારે જ સહેજ રાહત મળી.

જીપ્તીમાં રાતવાસો રહેનાર યાત્રીએ બને તો બહુ વહેલા નીકળવું અને માલપા ન થોભતાં કુલ સત્તર માઈલનો વિકટ માર્ગ કાપીને તે જ દિવસે સાંજે બુધી ગામે પહોંચી જવું સલાહભર્યું છે-જો કે એ ઘણુ મુશ્કેલ છે. કેટલીક જગાએ પહાડની ભેખડ ઉપરથી પાણીના ધોધની ધાર સાંકડી પગદંડી પર વરસતી હોય છે અને યાત્રીને પોતાનો બરસાતી કોટ હોય તો એ પહેરીને તેની નીચેથી સાવચેતી-પૂર્વક પસાર થવું પડે છે. પહાડની ભેખડ ઉપર ઝઝૂમતી સાંકડી પગ-દંડી ચોમાસાના દિવસોમાં તો ઠેકાણે ઠેકાણે તૂટીને ખંડિત થયેલી હોય છે; અને તેવે સમયે યાત્રીને આગળ ઉપર પગદંડીને પાછી પકડવા માટે પહાડના પહાડ ઓળંગવા પડે છે.

બુધી ગામથી આગળ અઢી માઈલ વળી પાછી ખૂબ સખત ચઢાઈ આવે છે અને યાત્રી સાડાઆઠ હજાર ફૂટથી છેક સાડાદસ હજાર ફૂટ ઊંચે આવીને ઊભો રહે છે. આટલી ઊંચાઈ પર આવ્યા પછી અહીં યાત્રીને એક નૂતન અને માની ન શકાય તેવું દૃશ્ય જોવા મળે છે: પહાડોમાં આટલે ઊંચે એક વિશાળ મેદાન પથરાયેલું છે!

વસંતની ઉષ્માથી તેના પર બધે પોપટી રંગનું ઘાસ એકસરખું ઊગેલું હોય છે, જાણે કે આછા લીલા રંગનો ગાલીચો પાથર્યો હોય! આ મનોહર અને રમણીય મેદાનની મોહકતામાં વધારો કરવા આ હરિયાળા મેદાનમાં બધે નાનકડાં રંગ-બેરંગી પુષ્પો ફૂટી નીકળ્યાં હોય છે—જાણે ગાલીચા ઉપર રંગબેરંગી ફૂલોની ભાત પાડી! ફૂલોથી ભરપૂર એવા આ હરિયાળા મેદાન વચ્ચે થઈને યાત્રા-માર્ગ ચાલ્યો જાય છે. મેદાનની વચ્ચે એક તિબેટી શૈલીનો સ્તૂપ ઊભો કરેલો છે. તિબેટી લોકો આવા સ્તૂપને 'ચોરતેન' કહે છે.

'ક્ષુરસ્ય ધારા' જેવા સાંકડા પથ પર સીધાં ચઢાણ અને ઉતરાણ સાથે બાથ ભીડીને આવેલો યાત્રી આ હરિયાળું, પચરંગી પુષ્પ ઉદ્યાન અને તેની વચ્ચે આવેલો તિબેટી શૈલીનો ચોરતેન જોઈને દંગ બની જાય છે. ઘડીભર લાગે કે ઊંચા આકાશ પર ચડીને પોતે જાણે પરીઓના દેશમાં આવી ઊભો છે. નવપલ્લવિત ફૂલોની સુવાસ વાતાવરણની માદકતામાં વધારો કરે છે. યાત્રી આખી યે વાટનાં તમામ કષ્ટો ભૂલીને પ્રસન્ન ચિત્તે ઉદ્યાનમાં લટાર મારે છે અને પાછળ થાકીને ચાલી આવતા પોતાના સાથીઓને બૂમો પાડીને ઝટ ઉપર બોલાવે છે.

આ અતિ મનોહર મેદાન 'છેટી થંગા' કહેવાય છે. હવે માર્ગ ચીડ અને સરુ વૃક્ષો વચ્ચે થઈને વળી પાછો નીચે ઊતરે છે. અહીં રસ્તાની બાજુ ઉપર જ પાસેનાં હિમાચ્છાદિત શિખરો પરથી હિમપ્રવાહો (ગ્લેશિયર્સ) ઊતરી આવેલા છે. બરફ સાથેના આ પહેલા પરિચયે યાત્રીની પ્રસન્નતામાં વધારો થાય છે અને સાગરતટે પહોંચીને જેમ નાનાં બાળકો રેતીમાં રમવા માંડે છે તેમ યાત્રી ઉલ્લાસમાં આવી જઈને પોતાના સાથીઓ સાથે બરફ વડે રમવા લાગી જાય છે.

આ રસ્તો લગભગ પોણો માઈલ ઊતર્યે જાય છે. પહાડ પોચી માટીનો બનેલો છે તેથી તાજો વરસાદ આવી ગયો હોય ત્યારે ખૂબ લપસણો થઈ જાય છે. અંતે અલ્મોડાથી લગભગ દોઢસો માઈલ પહાડો ખૂંદીને આવેલો યાત્રી ભોટીઆ લોકોના સૌથી મોટા અને ભારત-તિબેટની સરહદ પર આવેલા ગર્બ્યાંગ ગામે આવી પહોંચે છે અને તેની યાત્રાનો બીજો તબક્કો અહીં પૂરો થાય છે.

અહીં યાત્રીને બે-ચાર કે વધુ દિવસ રોકાઈને લીપુઘાટને રસ્તે બરફમાળા ઓળંગવાની તથા આખી તિબેટ-યાત્રાની તૈયારી કરવાની હોય છે.

(૧૦) ગર્બ્યાંગ ગામની એક ભોટીઆ બાલિકા. તેણે રૂપાના વિવિધ અલંકારો ને પુરાણા હિંદી રૂપિયાનો મોટો હાર પહેર્યો છે. પાછળ ઘરના લાકડાના પ્રવેશદ્વાર પર સુંદર ભાત કોતરેલી છે. (પૃષ્ઠ ૨૯)

# મજલ ત્રીજી

## [ ગબ્ર્યાંગથી તકલાકોટ ]

ભારત–તિબેટને સીમાડે આવેલું ગબ્ર્યાંગ ભોટીઆ લોકોનું સૌથી મોટું ગામ છે. ભોટ–પ્રદેશની બ્યાંસપટ્ટીનું પણ તે મુખ્ય ગામ છે. લીપુ-લેખ ઘાટ અહીંથી વીસ માઈલ દૂર છે અને નેપાલ સાથેની સરહદ તો ગામ નીચે વહેતી કાલીનદી જ છે. ગબ્ર્યાંગમાં આશરે ૨૦૦ ઘરની વસતિ છે. ગબ્ર્યાંગ સાથે ઊભી શકે તેવું ભોટીઆ લોકોનું બીજું મોટું ગામ ફક્ત મીલમ છે, જે અલ્મોડાથી ૧૦૫ માઈલ ઉત્તરે ઊંટાધુરા ઘાટને રસ્તે જતા યાત્રામાર્ગમાં ગબ્ર્યાંગની જેમ છેલ્લું હિંદી ગામ છે.

ગબ્ર્યાંગની પોસ્ટ–ઑફિસ ભારતના ટપાલ–ખાતાની છેલ્લી પોસ્ટ–ઑફિસ છે અને તે પણ મેથી નવેંબર એમ ઉનાળાના સાત મહિના જ ચાલુ રહે છે. અહીંના ભલા પોસ્ટ–માસ્તર શ્રી. જસવંતસિંહે અમારા પત્રો તિબેટમાં તકલાકોટ સુધી પહોંચાડવાની ખાસ સગવડ અમને કરી આપી.

લગભગ સાડાદસ હજાર ફૂટની ઊંચાઈએ આવેલું ગબ્ર્યાંગ ભોટીઆ લોકોનું એક લાક્ષણિક ગામ છે. હવેના તિબેટના પ્રવાસની તૈયારી માટે અમારે ચાર દિવસ અહીં રોકાવું પડ્યું. દરમ્યાન અહીંના લોકો, તેમની રહેણીકરણી, ઘરબાંધણી ઇત્યાદિનો અભ્યાસ કરવાની અમને સારી એવી તક મળી ( ચિત્ર નં. ૮ તથા ૧૦ ).

કાલીનદીને કિનારે કિનારે ભેખડ ઉપર ગબ્ર્યાંગ ગામ લાંબા પટાની જેમ વસ્યું છે. ગામનાં ઘણાખરાં ઘરો માળવાળાં છે. પરંતુ ઘણાં ઘરોમાં માળે ચડવા સીડી નથી હોતી. ઝાડનું ચીરેલું થડિયું માળને અઢેલીને ઊભું મૂકેલું હોય છે અને તેમાં થોડે થોડે અંતરે પગથિયાં જેવા ખાંચા પાડેલા હોય છે. તેના પર પગ ટેકવીને લોકો

ચડે-ઊતરે છે! અમારી ધર્મશાળામાં પણ આમ જ, ચડવા-ઊતરવાનું હતું. નટની અદાથી અમે ઉપર જતા-આવતા.

આ બધું તો ઠીક, પણ ગામની ગંદકીથી તો ભગવાન તોબા! અમારા આખા પ્રવાસ દરમ્યાન આવું ગંદું ગામ અમને બીજે ક્યાંયે જોવા ન મળ્યું. કાલીનદી ગામથી પોણો માઈલ દૂર હોઈ પાણીની અહીં તંગી છે. આબોહવા ખૂબ ઠંડી તથા તિબેટી રહેણીકરણીની અસર ખૂબ, તેથી ગર્બ્યાંગવાસીઓ ક્વચિત જ સ્નાન કરે છે. ગામ માટીની ભેખડ ઉપર વસેલું છે તેથી ચડઊતરવાળા રસ્તા ચોમાસામાં ખૂબ કીચડવાળા અને લપસણા બની જાય છે. સહેજ ધ્યાન ચૂકતાં ચાલનાર લપસી જ પડે. ભોટીઆ સ્થાપત્યમાં કદાચ 'જાજરૂ' શબ્દ જ નથી હોતો! રહેવાના ઘરનું આ અતિ આવશ્યક અંગ ભોટીઆ લોકોના કોઈ મકાનમાં નજરે નથી પડતું અને નાનાંમોટાં બધાં જ ગામ પાસેના કોઈ વાડા પાછળ શૌચ માટે જાય છે. આઠસોથી હજારની વસતિવાળું ગર્બ્યાંગ આ રીતે વિશેષ કરીને ચોમાસામાં નર્ક સમાન બની જાય છે.

હિમાચ્છાદિત ગિરિશૃંગો અહીંથી ખૂબ નજીક છે અને લીપુ ઘાટ તથા નેપાલી સરહદ પરનો ટીંકર ઘાટ પણ અહીંથી દૂર નથી. તેથી તિબેટનાં વિશાળ મેદાનોમાંથી આવતો અતિ ઠંડો પવન આ ઘાટોમાં થઈને ગામ ઉપર આખો દિવસ ફૂંકાય છે અને આબોહવાને ખૂબ ઠંડી કરી મૂકે છે. કાલી પાર આવેલા પહાડો પાછળ દક્ષિણ દિશામાં 'અપી' નામનું ભવ્ય હિમાચ્છાદિત શિખર જોઈ શકાય છે. પાસે તેનો જોડીદાર મહાકાય નંપાપર્વત છે. તેની ઊંચાઈ ૨૩૩૯૯' ફૂટ છે. ગર્બ્યાંગથી એક ટચૂકડી પગવાટ નેપાલી હદના આ પર્વતો અને તેના હિમપ્રવાહો તરફ જાય છે.

ગર્બ્યાંગમાં અનાજ, લોટ, ગોળ, ઘી, કાંદા-બટાટા વગેરે સીધું મળી શકે છે તથા કોબી કે મૂળાનાં સૂકવણી-શાક પણ મળે છે. હવે પછીના તિબેટના પ્રવાસમાં સીધાં-સામાનની મુશ્કેલી ઉપરાંત, ઝાડ પાન વિનાના એ વેરાન પ્રદેશનાં મેદાનોમાં બળતણ મેળવવાની પણ એક મોટી મુશ્કેલી પડે છે તેથી યાત્રીએ અહીંથી જ થોડુંઘણું ભાથું તૈયાર કરી લેવું. ઘઉંના ખાખરા તથા ગોળપાપડી જેવી ચીજો ઘણા દિવસ ચાલી શકે છે. યાત્રીઓ ભાથામાં મુખ્યત્વે તે જ લઈ જાય છે.

તિબેટની કારમી ઠંડી સામે રક્ષણ અર્થે સાથે લાવેલાં ગરમ વસ્ત્રો ઉપરાંત યાત્રીએ નવો તિબેટી ઊનના ઘટ 'ચુટકા' ગર્બ્યાંગથી

૫) ગુર્લા-માંધાતા પર્વતો ( ૨૫૩૫૫ ફૂટ ) તકલાકોટથી માનસરોવર જતો માર્ગ માંધાતા પર્વતોની છેક બાજુ પર થઈને જાય છે. આગળ અમારા સામાન લાદેલાં યાકને તિબેટી રખેવાળો હાંકી રહ્યા છે. ( પૃષ્ઠ ૪૧,૭૯ )

૧૧) સાથી-ત્રિપુટી. ડાબેથી જમણે અનુક્રમે શ્રી. રમણીકભાઈ, શ્રી વાસુદેવ તથા શ્રી હરિ [illegible]

લઈ લેવા આવશ્યક છે. તે ઓઢવા-પાથરવાના બેઉ કામમાં આવે છે. ભાડે પણ મળી શકે છે. વળતાં યાત્રીએ પાછા સોંપવાના તે આખા ય પ્રવાસ માટેનું તેનું ભાડું માંડ ચાર-પાંચ રૂપિયા પડે.

તિબેટનાં વેરાન મેદાનોમાં રાતવાસો રહેવા માટે ગામ, ઘર કે આશરો ભાગ્યે જ મળે છે તેથી યાત્રી જરૂર પ્રમાણે એક અગર વધુ તંબૂઓ પણ સાથે લે છે. (ચિત્ર નં. ૧૬) છોલદારી પ્રકારના તંબૂ આખા પ્રવાસ માટે દસથી બાર રૂપિયે ભાડે મળે છે. ત્રણ-ચાર યાત્રીઓએ મળીને બે તંબૂઓ ભાડે લેવા એ સલાહભર્યું છે. એક રસોઈ તથા નોકર માટે અને બીજો યાત્રીઓને સૂવા માટે. આથી રસોઈના ધુમાડાથી પણ અનાયાસે બચી શકાય છે.

ગર્બ્યાંગથી આગળ યાત્રા ત્રીજા તબક્કામાં પ્રવેશે છે. 'ક્ષુરસ્ય ધારા' જેવો દુર્ગમ માર્ગ પાર કરીને આવેલા યાત્રી માટે માર્ગ હવે સરળ અને સપાટ બને છે. ધારચુલાથી પગે ચાલીને આવેલો યાત્રી હવેના પ્રવાસ માટે સાધન-શક્તિ હોય તો વાહન-ઘોડો, યાક અથવા ઝબ્બૂ-ભાડે કરી શકે છે. ગર્બ્યાંગથી ચાલ્યા પછી બીજે અથવા ત્રીજે દિવસે ૧૬,૭૫૦ ફૂટ ઊંચો, શાશ્વત હિમથી છવાયેલો લીપુ ઘાટ ઓળંગવો પડે છે. ખૂબ ઊંચાઈને લીધે ઘાટ માથે હવા ખૂબ જ પાતળી હોય છે અને તેથી ઘણાંખરાં પ્રવાસીઓને શ્વાસોચ્છ્વાસમાં કષ્ટ પડે છે. આ કારણે પણ ગર્બ્યાંગથી ઘોડો કે ઝબ્બૂ લેવું સલાહભર્યું છે. ભાડું પણ વિશેષ નથી હોતું-ગર્બ્યાંગથી લીપુ પાર તિબેટના તકલાકોટ સુધીના પ્રાણી દીઠ દસથી બાર રૂપિયા પડે.

ગર્બ્યાંગથી આગળ અને તિબેટમાં બધે જ સામાન વહી જવા યાક (તિબેટી ચંવર-ગાય)નો જ ઉપયોગ થાય છે અને પ્રવાસ માટે ટિબેટી યાક તથા હિંદની ગાયની ઓલાદનાં ઝબ્બૂઓનો ઉપયોગ થાય છે.

તિબેટી યાક અથવા તેના પિતરાઈ ઝબ્બૂની સવારી એક અનેરો અનુભવ છે. લંકા અથવા બ્રહ્મદેશ જનારા પ્રવાસીઓ થોડીક પળો માટે પણ ત્યાં હાથી ઉપર બેસીને અપૂર્વ આનંદ મેળવે છે. મધ્ય-પૂર્વ કે ઉત્તર આફ્રિકા જનારા પ્રવાસીઓ અઢારે વાંકાં અંગવાળા ઊંટ ઉપર બેસીને અખૂટ મજા લૂંટે છે. મધ્ય આફ્રિકાના પ્રદેશોમાં ઘૂમનારો પ્રવાસી ત્યાંનાં ઊંચી ડોકવાળા શાહમૃગ ઉપર બેસવાની લહેર ઉડાવે છે. પરંતુ જગતના છાપરા ઉપર, તિબેટની હિમાચ્છાદિત પર્વત-માળાઓ ઉપર દિવસો સુધી આ ગુચ્છાદાર વાળવાળાં, તોફાની અને

ઉન્મત્ત યાકની સવારીની મજા કોઈ ઓર જ છે (ચિત્ર નં. ૧૯).

જંગલી રીંછનું જ સ્મરણ કરાવતું, વેંત વેંત લાંબા કાળા વાળવાળું યાક પાડાથી ભારે શરીરવાળું પણ નીચા કદનું પ્રાણી છે. પીઠ ખાસ્સી પહોળી હોય છે. તે પર લાકડાના ચોકઠા જેવી એક બેઠક ગોઠવે છે. તેની પર બંને બાજુએ પગ લટકાવીને પ્રવાસી બેસે છે. પીઠ એટલી પહોળી હોય છે કે યાક કે ઝબ્બૂ ઉપર પ્રવાસી પલાંઠી વાળીને પણ આરામથી બેસી શકે. યાકને લગામ જેવું તો કાંઈ હોતું નથી. ફક્ત તેના નાકમાં એક દોરી નાખેલી હોય છે. આ મસ્ત છતાં અતિ સ્થિર-પગું યાક પોતાની જ ધૂન પ્રમાણે ધીમેધીમે ચાલે છે. માર્ગમાં કાંઈ પણ ઘાસ કે છોડ-ઝાંખરું જોયું તો એકાદ-બે મોઢાં ભરી લેવા નિરાંતે ઊભું રહેવાનું જ.

ગર્બ્યાંગથી આગળ પોચી માટીના રસ્તે યાત્રી કાલી નદીને કાંઠે આવે છે. વરસાદના દિવસોમાં કીચડ અને લપસણું ખૂબ હોય છે. હજુ કાલીને કાંઠેકાંઠે જ ઉત્તરમાં ચાલવાનું છે. એકાદ માઈલ પછી, પૂર્વ તરફની નેપાલ-હદમાંથી આવતી ટીંકર નદી કાલીને મળે છે. કાલીનો ઉગમ છેક લીપુ ઘાટના હિમપ્રવાહોમાં છે. નેપાલ-તિબેટ સરહદ પરના ટીંકર ઘાટમાંથી ટીંકર નદી નીકળે છે. આ નદીને કાંઠેકાંઠે નેપાલમાં આવેલા ટીંકર ગામે જવાય છે ત્યાંથી આગળ ટીંકરઘાટ જવાય છે.

ટીંકર નદીની પાછળના પહાડોમાં 'કચરમ' નામે એક ઊંચું, ગોળાકાર હિમશિખર દેખાય છે. આકાર કૈલાસશિખરને મળતો હોવાથી લોકો તેને 'ગર્બ્યાંગ-કૈલાસ' કહે છે. સ્વચ્છ આકાશવાળા દિવસે ગર્બ્યાંગથી પણ એ દેખાય છે.

કાલી-ટીંકર સંગમ પાસે કાલી પર પુલ છે તે ઓળંગીને યાત્રામાર્ગ 'કાલા-પાની' પડાવે જાય છે.*

---

* નદીને આ કાંઠેથી એક પગવાટ કુટી ગામ તરફ જાય છે. કુટી ગર્બ્યાંગથી લગભગ અઢાર માઈલ છે અને ત્યાંથી બીજા સાત માઈલ ઉપર જ્યોલીંગકોંગ સ્થળ છે; ત્યાં એક નાનકડું સરોવર છે. જ્યોલીંગકોંગથી તેર માઈલ દૂર આવેલા લાંપિયા ઘાટ પર થઈને પણ તિબેટમાં જઈ શકાય છે અને માર્ગમાં જ્યોલીંગકોંગથી સાત માઈલ ઉપર એક અદ્ભુત શિખર જોવા મળે છે. બધી રીતે કૈલાસ પર્વતના જ આકારનો આ નાનકડો હિમાચ્છાદિત પહાડ ખૂબ જ સુંદર અને મોહક છે આ નાનકડો કૈલાસ પર્વત 'છોટા-કૈલાસ' અથવા 'કૈલાસ-બાબા'ના નામથી જાણીતો છે.

જતાં તેમ જ આવતાં બન્ને વાર લીપુ ઘાટને રસ્તેથી જનારા યાત્રીઓ અનુકૂળતા

છેક જૉલજીબી ગામથી કાલીને જમણે કાંઠે કાંઠે ચાલ્યો આવતો યાત્રી છેક અહીં પહોંચીને અંતે મસ્તાની કાલીનદીને ઓળંગે છે (ચિત્ર નં. ૧૧).

અહીં નેપાલ રાજ્યની એક નાની ચોકી છે. યાત્રામાર્ગ કાલીના પ્રવાહને ડાબી બાજુ રાખીને ઉત્તર તરફ જાય છે, જ્યારે દક્ષિણ તરફની પગવાટ ટીંકરને કાંઠેકાંઠે બાર માઈલ પરના ટીંકર ગામે જાય છે. અહીં લેખડ ઉપરની સપાટ ભૂમિ પર ભોટીઆ ગામ છંગરૂ વસેલું છે. છંગરૂથી અડધોએક માઈલ ઉપરની બાજુ ગીચ વનરાજી વચ્ચે એક મોટી ગુફા છે, જે 'મૃત્યુ-ગુફા'ને નામે ઓળખાય છે. કહે છે કે આ જગ્યાએ એક મોટું ગામ હતું. દૈવી શાપથી ત્યાં ભયંકર રોગચાળો ફાટી નીકળ્યો અને લોકો ગામ છોડીને નાઠા. કેટલાક આ ગુફામાં આવી ભરાયા અને પોતાનાં બાળકોને એ રોગનો ચેપ ન લાગે તે માટે તેમને લાકડાની પેટીઓમાં પૂરી દીધાં! બાળકો પેટીમાં જ ગૂંગળાઈ મર્યાં અને બીજાં બધાં પણ રોગનો ભોગ બન્યાં. આ ગુફામાં તે લોકોના હાડપિંજરના અવશેષો હજુ છે. શચરચીલું પણ ઘણું હતું. પણ વર્ષો જતાં ગુફાનો પાછલો ભાગ તૂટી પડ્યો અને હવે આગળના જ એક-બે ઓરડામાં થોડાંક હાડપિંજરો, લાકડાની પેટીઓ વગેરે જોઈ શકાય છે. છંગરૂથી આ ગુફાએ પહોંચવાની પગવાટ બહુ જ વિકટ છે.

આટલી ઊંચાઈએ પણ હજુ ચીડ-દેવદારનાં ગાઢ વન આવે છે. તેની ઘટાઓમાં થઈને માર્ગ ધીમેધીમે ઉપર જાય છે. રસ્તામાં કાલીનદીને બીજી બે વાર ઓળંગવી પડે છે. હવે કાલીનો ઉગમ છેક નજીક હોવાથી તે અત્યંત નાની સાંકડી બની ગઈ છે, છતાં ઊંચાણો-થી ધસમસતી આવતી હોવાથી તેનો વેગ ખૂબ વધી ગયો હોય છે.

માર્ગની બન્ને બાજુએ ઉનાળામાં જંગલી ગુલાબ ઢગલાબંધ ખીલે છે. તેનાં સફેદ તથા પીળાશવાળાં ફૂલોમાં સુવાસ તો બહુ નથી હોતી; પરંતુ રસ્તે જતા યાત્રીના ચિત્તને તે ઘણો આહ્લાદ આપે છે અને તેનો શ્રમ હરે છે.

ગર્બ્યાંગથી ૧૧ માઈલ પર 'કાલા-પાની' આવે છે. આ કાલીનું ઉગમસ્થાન મનાય છે. ખરું જોતાં તો એક ટચૂકડો જલસોત

દેવ ને આ લાક્ષિપયા ઘાટને માર્ગે થઈને પાછા વળે તો આ રમણીય પર્વત-શિખ જોઈ શકે છે.

કાળમીંઢ પહાડોની નીચેથી ફૂટીને, ઉપરથી ચાલ્યા આવતા મુખ્ય પ્રવાહ-ને મળે છે, છતાં લોકમાન્યતા પ્રમાણે એ સ્રોત જ કાલીનું મૂળ કહેવાય છે અને તેથી તેને 'કાલા-પાની' કહે છે. મુખ્ય પ્રવાહ તો લીપુ ઘાટના હિમપ્રવાહોમાંથી જ નીકળે છે. કુટિલ અને દીર્ઘદર્શી અંગ્રેજોએ પણ આ નાના સ્રોતને જ કાલીનો ઉગમ કહેવડાવ્યો, કારણકે કાલીનદીથી જ ભારત તથા નેપાલ રાજ્યની સરહદ અંકાઈ. પરિણામે નેપાલ રાજ્યની હદ અહીં પૂરી થઈ અને લશ્કરી દષ્ટિએ અતિમહત્ત્વનો લીપુ ઘાટ અંગ્રેજોના હાથમાં રહ્યો હતો.

'કાલા-પાની' સમુદ્ર-તલથી બાર હજાર ફૂટ ઊંચું છે, છતાં અહીં ચીડ અને સરુનાં વન જોઈને આશ્ચર્ય થાય છે. પણ યાત્રી હવે આ બધી વનશ્રી છેલ્લી જ વાર જોતો હોય છે. હવે પછીનો બધો પ્રદેશ તિબેટનાં સૂકાં મેદાનો જેવો વેરાન અને પથરાળ બની જાય છે. નાખી નજર પહોંચે ત્યાં સુધી સૂકા પહાડો, પથ્થરોથી છવાયેલી આછા પીળા રંગની ગોળ ટેકરીઓ તથા માથે ઘેરું વાદળી આકાશ! આવું અદ્ભુત દૃશ્ય જોવા મળે છે. જીવનભર ન જોયેલી કે કલ્પનામાં પણ નહિ આવેલી આ અવર્ણનીય સૃષ્ટિ-શોભામાં અવાક બનીને યાત્રી માઈલો પછી માઈલો ચાલ્યે જાય છે અને ક્ષિતિજ સુધી લંબાયેલી ટેકરીઓની હારમાળા તથા તેની પાછળ ઉત્તુંગ મસ્તકે ઊભેલાં હિમશૃંગોના દર્શન વડે યાત્રી વિશ્વની તથા વિશ્વનાથની અનંતતાને નિહાળી તેની સાથે તાદાત્મ્ય અનુભવે છે.

'કાલા-પાની' માત્ર પડાવનું નામ છે. અહીં કશી વસતિ, મકાન કે ઝૂંપડું પણ નથી. ગર્બ્યાંગથી આગળ હવે યાત્રીને આવાં નિર્જન સ્થાનોમાં જ પડાવ નાખવાનો અવનવો અનુભવ મળે છે. તિબેટના પ્રવાસ દરમ્યાન પણ તકલાકોટ કે ઠોકર જેવાં સ્થાન સિવાય ક્યાંયે સ્થાયી વસતિ જોવા મળતી નથી અને રાતવાસો કરવા માટે પણ સાથેના તંબુ ઉપર જ આધાર રાખવો પડે છે.

'કાલા-પાની' આગળથી નીકળતા સ્રોતની પાસે થોડી ખુલ્લી સપાટ જમીન છે અને તે ઉપર થોડુંક લીલું ઘાસ પણ ઊગેલું હોય છે. યાત્રીઓ પોતાના તંબુ અહીં ઠોકી શકે છે, જેથી પાસે જ પાણીની સગવડ મળે છે અને સાથેનાં ચાક તથા ઘોડાઓ માટે ચરવાનું પણ મળી રહે છે.

હવે તિબેટના પ્રવાસ દરમ્યાન રાતવાસો રહેવાના પડાવનું સ્થાન



(૧૯) કૈલાસની ઈશાને માર્ગે ડોલ્મા-લા (૧૮૬૦૦ ફૂટ) તરફ જાય છે. શ્રી ગેબીલાલ યાક ઉપર સવાર થયેલા છે. (પૃષ્ઠ ૩૭, ૮૪)

નક્કી કરતાં આવી બાબતો ઉપર વિચાર કરી જ લેવો પડે છે. તંબૂ ઠોકવા સપાટ અને બહુ પથરાળ નહિ એવી થોડીક જમીન અને પીવા તથા રસોઈ વગેરે માટે જરૂરી પાણી નજીક હોવું આવશ્યક છે. પડાવના સ્થાન પાસે 'ડમા' કે બીજા છોડવા ઊગેલા હોય તો બળતણ માટે સગવડ રહે છે. પરંતુ એ બધાથી યે વધુ જરૂરી બાબત તો સાથેના યાક, ઝબ્બૂ તથા ઘોડાઓ માટે ઘાસચારાની હોય છે.

અમે કૈલાસ ગયા તે વર્ષે બંગાળના બે યાત્રીઓ પણ કૈલાસ ગયેલા. સમય બચાવવા તેઓએ સહેજ ટૂંકો પણ વધારે ઉજ્જડ માર્ગ પસંદ કર્યો, પણ બીજે જ દિવસે તેમનાં જાનવરો ઘાસચારો ન મળતાં બેસી જ ગયાં અને યાત્રીઓને પગપાળા ચાલવું પડ્યું! તિબેટીઓ સાંજે પડાવ પર પહોંચીને માલ–અસબાબ ઉતારી લઈ યાક–ઝબ્બૂને છોડી મૂકે છે અને સવારે ચાલવા સમયે પાછા પકડી લાવે છે. રાત બધી ચર્યા કરે, ચારાની શોધમાં દૂર પણ નીકળી જાય અને સવારે રખેવાળને તેમની શોધમાં રખડવું પણ પડે. આમાં ઘણી વાર સવારના નવ–દસ વાગી જાય છે. કોઈવાર દિવસ, અડધો દિવસ પણ બગાડે. રાક્ષસતાલને કિનારે એક વખત તો અમારે દૂરબીનની સહાયથી અમારાં યાક–ઝબ્બૂ શોધવાં પડેલાં!

'કાલા–પાની' થી છ માઈલ ગયા પછી 'શંગચમ' આવે છે. પીળી ટેકરીઓ વચ્ચેથી વહેતી નાનકડી સરિતાને કાંઠેકાંઠે રસ્તો આવે છે. વણઝારોવાળાએ અહીં એક પથ્થરની નાની ઓરડી રાતવાસા માટે બાંધેલી છે. યાત્રી અહીં રોકાય છે અથવા માઈલ–દોઢ માઈલ આગળ જઈને ચીંકુ સ્થાન પાસે પડાવ નાખી શકે છે.

'શંગચમ' પંદર હજારની ઊંચાઈએ છે તેથી ખૂબ ઠંડું છે. ચીંકુ તો હિમાલયનાં ઊંચા ધવલ શિખરોની છેક પાસે છે, જ્યાંથી ધસી આવતા હિમપ્રવાહો યાત્રીના તંબુથી બહુ દૂર નથી હોતા. ઠંડીનું તો પૂછવું જ શું?

શંગચમ કે ચીંકુ પાસે રાતવાસો રહેલા યાત્રી માટે પછીનો દિવસ અનેરો છે. આ દિવસે તેને ૧૬,૭૫૦ ફૂટ ઊંચો, શાશ્વત હિમથી છવાયેલો લીપુ ઘાટ ઓળંગીને દુનિયાને છાપરે–તિબેટ પહોંચવાનું હોય છે. આ પ્રદેશોમાં બપોર પછી પવનનું જોર વધે છે અને ઘણીવાર તો વાવાઝોડાં થઈને બરફ પણ પડે છે; તેથી વહેલી સવારે જ આવા ઘાટ ઓળંગવા એ સલાહભર્યું ગણાય છે.

આશ્ચર્યની વાત તો એ છે કે, આડાઅવળા બરફના પટ્ટાઓથી છવાયેલા, સોળ–સત્તર હજાર ફૂટ ઊંચા આ ઢોળાવ ઉપર બરફની પાસે જ કુમળું ઝીણું ઘાસ ઊગેલું હોય છે અને તે ઉપર નાનકડાં ગુલાબી, સફેદ કે જાબુંડી રંગનાં સુંદર ફૂલ પણ ખીલ્યાં હોય છે!

અમે લીપુ ઘાટ ઓળંગ્યો તે દિવસે સવારથી જ આકાશ ઘેરાયેલું હતું અને ખૂબ જ ધુમ્મસ હતું. થોડાંક જ પગલાં દૂર મારી આગળ ચાલતા અમારા ભોમિયા રૂકમસિંહનો ઘોડો પણ હું જોઈ શકતો નહોતો. અમે ઘાટ માથે પહોંચ્યા ત્યારે તો ધુમ્મસ ઓર વધી ગયું, અને કરા તથા બરફની ભૂકી વરસવા માંડી. વર્ષો પહેલાં ગુલ્મર્ગની હૉટલમાં આરામથી સૂતાંસૂતાં આવી હિમવર્ષા મેં જોઈ હતી; પરંતુ બરફના પહાડ ઉપર હિમ તથા તુષારની વર્ષામાં પ્રવાસ કરવાનો અનુભવ આ પહેલવહેલો અને અનેરો જ હતો. પૂરતાં ગરમ કપડાં તથા ચામડાના જાકીટથી સજ્જ થઈને હું ચાલતો હતો, અને તીક્ષ્ણ હિમકણો મારા મોં પર અથડાતાં હતાં. શાશ્વત હિમના જાડા થર ઉપર તાજા વરસેલા બરફનું પડ બહુ પોચું હતું અને અમારાં ચાક તથા ઘોડાઓના પગ ઘૂંટણ સુધી અંદર ઊતરી જતા હતા. આ સ્થિતિમાં ઘોડા કે ચાક ઉપર બેસીને તો ઘાટ ઓળંગાય તેમ નહોતું, તેથી આ હિમવર્ષામાં પગે ચાલીને જ અમારે લીપુ ઘાટ ઓળંગવો પડ્યો. અમારા પગ પણ તાજા બરફનાં ગાદલાંઓમાં ઊંડા ઊતરી જતા અને એક બીજાની સહાય લઈને અમે આગળ વધતા.

આટલી ઊંચાઈએ હવા બહુ જ પાતળી હોય છે. પ્રાણવાયુની કમીને લીધે શ્વાસોચ્છ્વાસ બહું જોરથી લેવો પડે છે અને થોડાંક ડગલાં ભરવામાં પણ શ્રમ પડે છે. આવી પરિસ્થિતિમાં અમારે દોઢ–બે માઇલ બરફ ખૂંદતા પગે ચાલીને જવું પડ્યું.

તીક્ષ્ણ ઠંડી તથા પાતળી હવાને લીધે શરીરના અવયવો પણ અકડાઈ જાય છે. આ ઘાટમાં મારા હાથની આંગળીઓ એવી તો શિથિલ થઈ ગઈ હતી કે મારાથી કૅમેરાનું શટર પણ દાબી શકાતું નહોતું. કૅમેરા મારા ભોમિયાને સોંપીને તેને મોઢેથી જ સૂચના આપી મેં તસવીર લેવડાવી.

આ ઊંચા બરફના ઘાટ પર ઊભો રહેનાર યાત્રી રોમાંચ અનુભવે છે (ચિત્ર નં. ૧૨). ઉત્તર તરફ બૌદ્ધ લામાઓની ભૂમિ આવેલી છે, જ્યારે દક્ષિણ તરફ ભગવાન બુદ્ધની જન્મભૂમિ આર્યાવર્ત છે. મુંબઈના

બારામાંથી આગબોટ કે વિમાનમાર્ગે પરદેશ જતા પ્રવાસીની લાગણી જેવી જ કંઈક આ લાગણી હોય છે. છતાં કૈલાસ–માનસરોવર જતાં યાત્રીને પોતે પરદેશ જઈ રહ્યો છે તેવી ભાવના જરાકે થતી નથી. હિમાલયના ઉત્તર ઢોળાવોનો આ પ્રદેશ ઐતિહાસિક તેમ જ સાંસ્કૃતિક દૃષ્ટિએ ભારતીય જ છે. ઘાટ–મથાળે ભારતની ભૂમિ પરથી નીચે તિબેટમાં ઊતરવા માંડતાં પહેલાં મારી સાથેનો ત્રિરંગી રાષ્ટ્રધ્વજ અમે ફરકાવ્યો અને પછી એ ધ્વજ ઉપરના પ્રતીક—ભગવાન બુદ્ધના ધર્મચક્રની આણ માનતા લામા–દેશમાં અમે પ્રવેશ કર્યો.

લીપુ ઘાટના પહાડો ઉપર બધે બરફ એકસરખો પથરાયેલો નથી. પહાડો ઉપર બધે ઝીબ્રાના અંગ જેવા બરફના ચટાપટાઓ દેખાય છે. લીપુ ઘાટની આ વિશિષ્ટતા છે. ભારતની બાજુએ ઊંચાં ત્રિકોણાકાર શિખરોની હારમાળા આવેલી છે તેને 'ગરીકો'ની હાર કહે છે. તિબેટનું વિશાળ મેદાન ઉત્તરે પથરાયેલું છે અને તેની મધ્યમાં 'ગુર્લા–માંધાતા'નો વિશાળ, મહાકાય હિમાચ્છાદિત પર્વત ઊભો છે. આકાશ સ્વચ્છ હોય તે દિવસે લીપુ પરથી દેખાતું દૃશ્ય અવર્ણનીય હોય છે, યાત્રા દરમ્યાન બીજી અવનવી સૃષ્ટિ–શોભા જોવા મળતી હોવા છતાં પણ યાત્રી આ દૃશ્ય ભૂલી શકતો નથી.

ઘાટ–માથા પર તિબેટી તથા ભોટીઆ લોકોએ બે સામસામા ખડક ઉપર ચાકના વાળનું દોરડું બાંધ્યું હોય છે અને તેને અનેક ચીંદરડીઓ અને ધજા–પતાકાઓ બાંધી હોય છે. તિબેટી રિવાજ મુજબ એક ઉપર એક ચડાવેલા પથ્થરોની ઢગલીઓ પણ હોય છે.

લીપુના મથાળેથી એકદમ સીધો બરફનો ઢાળ ઊતરવાનો આવે છે. અહીં અમારા ચતુર અને અનુભવી ભોમિયા રૂકમસિંહે મને એક રોમાંચકારી સૂચન કર્યું. મારી પાસેનો કાળો રબ્બરનો રેઈન–કોટ તેણે બરફના ઢાળ ઉપર પાથરી દીધો અને તે ઉપર અમે બંને બેસી ગયા. પછી જોરથી નીચલી તરફ હડસેલો મારીને અમે લપસ્યા અને લપસતા લપસતા જ આખો ઢાળ ઊતરી ગયા! પશ્ચિમના લોકો બરફ ઉપર સ્કીઇંગ કરે છે તેવો'જ કંઈક અનુભવ અમે લીધો!

ગર્બ્યાંગથી કેટલાક સાધુઓ કૈલાસ–યાત્રા માટે અમારી સાથે થયા હતા. તેમાંના એકે અતિવિશ્વાસને લીધે ખુલ્લા પગે ચાલવા માંડ્યું. પરિણામે બરફ, ઠંડી અને પાતળી હવાને લીધે તેમનું શરીર અકડાઈ જ ગયું અને તે ચીસો પાડવા લાગ્યા. અમારા ભોમિયાએ

તેમને ઊંચકી લીધા અને નીચે સુધી લઈ આવ્યા. ખરેખર, લીપુ-ઘાટ પાર કરતાં યાત્રીને લાગે છે કે તે સાચેસાચ નગાધિરાજ હિમાલયને ઓળંગી રહ્યો છે.

ઘાટ નીચે પહોંચીને યાત્રી નિરાંતનો શ્વાસ ખેંચે છે અને આ વિકટ યાત્રાનો દુર્ગમ પથ પાર કર્યાનો સંતોષ અનુભવે છે. હવે યાત્રીઓ આનંદમાં આવી જાય છે અને સાથે લાવેલાં 'સત્તુ' તથા ગોળપાપડી પરસ્પર વહેંચે છે તેમ જ ચાકવાળાઓને પણ આપે છે.

લીપુથી છ માઈલ પર 'પાલા' સ્થાન આવે છે. પાલા પાસે તિબેટી લોકોએ બાંધેલી બે પથ્થરની ઓરડીઓ છે. તિબેટી પ્રકારની આવી ધર્મશાળાને 'ડાંકંગ' કહે છે. પાલા પાસેથી એક પગવાટ દક્ષિણ દિશામાં ટીંકર ઘાટ તરફ જાય છે. પાલાથી 'જુંગ-જીન છુ' નામની સરિતાને ઓળંગીને માર્ગ તકલાકોટ તરફ જાય છે. અહીં નદીમાંથી કાંસ કાઢીને ખેતી માટે પાણી લે છે. તકલાકોટ પાછળની ટેકરીઓ ઉપરની પ્રસિદ્ધ સિમ્બીલીંગ ગોમ્પા દૂરથી દેખાય છે અને યાત્રીના પગમાં નવું જોમ આવે છે. તકલાકોટ પહોંચતાં યાત્રાનો ત્રીજો તબક્કો પૂરો થાય છે.

# મજલ ચોથી

## [ તકલાકોટથી કૈલાસ ]

પશ્ચિમ તિબેટનાં ગણ્યાંગાંઠ્યાં મોટાં ગામોમાંનું એક તકલાકોટ છે. તેનું મૂળ નામ છે તકલાખર; પરંતુ હિંદીઓ તેને તકલાકોટ જ કહે છે. તિબેટી ભાષામાં તકલા એટલે સિંહ અને ખર એટલે ગઢ અથવા કિલ્લો. આમ તકલાખરનો અર્થ 'સિંહગઢ' થાય—અને અહીં ટેકરી ઉપર સિમ્બીલીંગ ગોમ્પાની પાસે એક નાનો કિલ્લો પણ છે. તિબેટમાં જિલ્લાઓને 'ઝોંગ' કહે છે અને આ વિભાગ પુરંગ–ઝોંગ કહેવાય છે અને તકલાકોટ તેનું મુખ્ય ગામ છે. કરનાલી નદી આ પ્રદેશમાંથી વહેતી હોવાથી તેની ખીણમાં બન્ને બાજુએ હરિયાળાં ખેતરો જોવા મળે છે. અહીં ખેતી તો ફક્ત ઉનાળામાં જ થઈ શકે છે—મુખ્યત્વે જવ અને સરસવની.

તકલાકોટની આસપાસ ગુકુંગ, ટોયો, સિદ્દીખર (જીતકોટ), કિરોંગ વગેરે તિબેટી ગામડાંઓ આવેલાં છે અને આમ આ પુરંગ–ઝોંગ આખા પશ્ચિમ તિબેટમાં સમૃદ્ધ ગણાય છે. તિબેટમાં જિલ્લાના સુબાને 'ઝોંગપોન' કહે છે. પુરંગનો ઝોંગપોન તકલાકોટ પાસે ટેકરી પર આવેલા કિલ્લામાં રહે છે. તેની એક કચેરી કરનાલી નદીને સામે કાંઠે યાત્રામાર્ગ ઉપર આવેલી છે. આ કચેરી પાસે તકલાકોટથી આગળ વધતાં પહેલાં પ્રવાસીને પ્રશ્ન પુછાય છે અને પ્રવાસીને પોતે કૈલાસની યાત્રા અર્થે જાય છે એમ જણાવવું પડે છે.

તકલાકોટ પાસે લીપુ ઘાટથી વહી આવતી નાની સરિતાને કાંઠે એક સપાટ ભૂમિ ઉપર ભોટીઆ વેપારીઓની 'મંડી' આવેલી છે. ભારત–તિબેટ કરારો અનુસાર ભોટીઆઓ તિબેટમાં પાકાં મકાનો બાંધીને વસવાટ કરી શકતા નથી તેથી આ મંડી પાસે ભોટીઆ વેપારીઓએ માટી તથા પથ્થરની, છાપરા વિનાની ઓરડીઓ હારબંધ

બાંધી છે. ઉનાળામાં તેઓ તંબુનું કાપડ ઉપર ઢાંકી દઈને બજાર ભરે છે અને ભારતથી લાવેલી વિવિધ વસ્તુઓ વેચે છે (ચિત્ર નં. ૧૩).

તકલાકોટ-મંડીની ઉપર જ ત્રણસો-ચારસો ફૂટ ઊંચે એક ટેકરી ઉપર પ્રસિદ્ધ સિમ્બીલીંગ ગોમ્પા આવેલી છે. આ તરફના સમગ્ર પ્રદેશમાં સિમ્બીલીંગ ગોમ્પા સૌથી મોટી છે અને લ્હાસાનગર પાસે આવેલા ડ્રેપુંગ વિહાર સાથે તે સંકળાયેલી છે. આસપાસના પ્રદેશમાં સિમ્બીલીંગ ગોમ્પાની પાંચ-છ શાખાઓ આવેલી છે અને તેમાં બધા મળીને લગભગ બસો જેટલા સાધુઓ રહે છે.

સિમ્બીલીંગ ગોમ્પાનો વહીવટ ચલાવવા માટે એક કાર્યવાહક સમિતિ છે, જેને 'લેપ્રંગ' કહે છે અને તેનાં મઠાધિપતિની નિમણૂક તો લ્હાસાના ડ્રેપુંગ વિહાર તરફથી જ થાય છે. તિબેટમાં ઘણીખરી ગોમ્પાઓ પહાડ અથવા ટેકરીની ટોચ ઉપર બાંધેલી હોય છે તેમ સિમ્બીલીંગ ગોમ્પા પણ પહાડની ટોચ ઉપર આવેલી છે અને કોઈ દુર્ગ જેવો લાગતો તેનો પ્રાસાદ લાલ, સફેદ તથા પીળા રંગથી રંગેલો છે. સમગ્ર પુરંગ જિલ્લાનું તે કેન્દ્ર-સ્થાન છે. ગોમ્પામાં ત્રણ-ચાર વિભાગો છે અને મધ્યમાં એક ખંડમાં ભગવાન બુદ્ધની સોને રસેલી મૂર્તિ છે (ચિત્ર નં. ૨૭). લાક્ષણિક તિબેટી શૈલીની આ ભવ્ય મૂર્તિ એક ઊંચા આસન ઉપર સ્થાપિત કરેલી છે અને લગભગ છ ફૂટ જેટલી ઊંચી છે. મુખ્ય મૂર્તિની આગળ બીજી અનેક નાનીનાની મૂર્તિઓ ગોઠવેલી છે અને બંને બાજુએ તિબેટી શૈલીના મોટા સર્પ (dragon) પણ કોતરેલા છે. આ અંધારા ઓરડામાં ઉપરની છત પરથી મૂર્તિ ઉપર પ્રકાશ આવે તેવી વ્યવસ્થા રાખેલી છે અને મૂર્તિની સામે તિબેટી રિવાજ પ્રમાણે માખણથી બળતા અસંખ્ય દીવા સળગતા હોય છે. ઘણી વાર સત્તુ અને માખણની નાનીનાની મૂર્તિઓ બનાવીને પણ સામે મૂકે છે.

ગોમ્પાની વ્યવસ્થા જાળવનારા 'ડઝંગ' જાતે અમને આ મંદિરના ઓરડામાં લઈ ગયા અને હિંદી પાવલીની કિંમતના તિબેટી 'ટંકા' આપીને અમે અમારા વતી એકએક દીપક પ્રકટાવી તથાગતને ચરણે મુકાવ્યો. નિરંજનાને તીરે બોધિવૃક્ષ નીચે આસનસ્થ હોય તેવા આ સ્વાત્મારામ અને મુદિત-વદન શાક્યમુનિની વંદના કરીને અમે ડઝંગ સાથે ગોમ્પાના બીજા વિભાગો જોવા ગયા.

ગોમ્પાની અંદર એક મોટો સભાગૃહનો ખંડ છે, જેમાં વાર-

પહેરી હતી (ચિત્ર નં. ૩૦). આ સાધુ લાલ-પંથનો હતો અને તેની સાથે તેની પત્ની તથા બાળકો પણ હતાં. અમને પણ આ લામાનો પોષાક પહેરવાનું મન થયું અને તેને કંઈક દક્ષિણા આપવાનું ઠરાવીને અમે પણ તેનો લાંબો, લાલ ઝભ્ભો તથા ટોપી ચઢાવ્યાં અને હાથમાં ઘંટડી તથા ડમરુ લઈને લામાના સ્વાંગમાં ફોટા પડાવ્યા!

તકલાકોટમાં બીજા એક દિવસે સવારે અમારી પાસે કેટલાક સંગીતકારો તથા નૃત્યકારો આવ્યા. તિબેટી સંગીત ભારતીય સંગીતમાંથી જ ઉદ્ભવેલું છે, છતાં તેના સૂર ચીન તથા દૂરપૂર્વના દેશોના સંગીતને મળતા આવે છે. ગાનારાઓના હાથમાં વિવિધ પ્રકારનાં વાદ્યો હતાં અને તેમાં વાંસળી, ઢોલ તથા મંજીરા ઉપરાંત તિબેટી પ્રકારની સારંગી પણ હતી (ચિત્ર નં. ૩૪). શરૂઆતમાં વાદ્યકારોએ સાથે મળીને વૃંદ-વાદન સંભળાવ્યું અને પછી તેમનો સાથ લઈ નૃત્યકારોએ એક નૃત્ય કરી બતાવ્યું. નૃત્યમાં અભિનય, અંગમરોડ કે મુદ્રાનું કૌશલ્ય વિશેષ નહોતું, પરંતુ ખૂબ ત્વરાથી ફૂદડી ફરતા તાલબદ્ધ રીતે કૂદકો લેતા હતા.

તકલાકોટ પછી જ તિબેટનો ખરો પ્રવાસ શરૂ થાય છે. હિમાલયની હિમધુરાઓ વટાવીને યાત્રી હવે પથ્થરોથી છવાયેલાં તિબેટનાં નિર્જન વેરાનોમાં આવે છે અને ઉત્તર દિશામાં યાત્રાધામ કૈલાસ તરફ આગળ વધે છે. ગર્બ્યાંગથી ભાડે લીધેલા યાક-ઝબ્બુ તથા ઘોડાને તકલાકોટમાં છોડી દઈને તકલાકોટથી તિબેટના જ યાક-ઝબ્બૂ ભાડે લેવા એ સલાહભર્યું છે. આ વેરાન પ્રદેશમાં અહીંના જ તિબેટી યાકવાળાઓ વધુ સહાયક નીવડે છે. તેમનો ભાડાનો દર પણ ઓછો હોય છે. તકલાકોટથી લીધેલાં યાક-ઝબ્બૂ યાત્રીને કૈલાસ-માનસની આખી પરિક્રમા કરાવીને છેક ગર્બ્યાંગ સુધી પાછો પહોંચાડે છે ને એ રીતે જ ભાડે લેવાં ઉચિત પણ છે. તકલાકોટમંડીમાંથી દાળ-ચોખા, ગોળ અને થોડુંક સીધું ખરીદી શકાય છે. ભાવ ગર્બ્યાંગ કરતાં ઊંચા હોય છે.

## માનસરોવરને માર્ગે

તકલાકોટ-મંડીથી માર્ગ કરનાલી નદી તરફ જાય છે. માર્ગમાં થોડેક જ દૂર નદી પાસેના પહાડમાં ગુફુંગ નામે એક ગુફાઓનું ગામ આવે છે (ચિત્ર નં. ૧૪). તિબેટમાં પાકાં બાંધેલાં મકાનો બહુ

જૂજ છે અને ખેતીવિહોણા આ પ્રદેશમાં લોકો બધા પોતાના કાળા તંબૂઓમાં ભટકુ જીવન ગાળે છે. પુરંગની ખીણમાં કાંઈક ખેતી થતી હોવાથી તકલાકોટ આસપાસ થોડાંક બાંધેલાં મકાનો છે; પરંતુ અહીં ગુકુંગ પાસે લોકોએ પહાડની બખોલોમાં ઊંડે સુધી પોતાનાં ઘર બનાવ્યાં છે. ફક્ત બહાર એક બારણું મૂકીને ભીંત ચણી લે છે. ગુકુંગ પાસે ઉનાળામાં નેપાલના વેપારીઓ એક મંડી ( બજાર ) ભરે છે.

તિબેટી લોકો કરનાલીને 'માપ-છુ' કહે છે. તિબેટી ભાષામાં 'છુ' એટલે નદી અને 'છો' એટલે સરોવર. ગુકુંગથી બે માઈલ ઉપર માર્ગમાં એક મોટો ચોરતેન (સ્તૂપ) આવે છે. આ લાલ રંગનો ચોરતેન કાશ્મીરના સેનાપતિ જોરાવરસિંહની સમાધિ છે. ઈ. સ. ૧૮૪૧માં પશ્ચિમ તિબેટ ઉપર ચઢાઈ કરીને તેમણે જીતી લીધું અને લદાખપ્રાંતને કાશ્મીર રાજ્ય સાથે ભેળવી દીધો. પરંતુ અહીંના ટોયો ગામ પાસે એક યુદ્ધમાં તે માર્યા ગયા. તેમની પાછળ ઊભો કરેલો આ ચોરતેન તેમના શૌર્યની યાદ આપે છે (ચિત્ર નં. ૩૯).

તકલાકોટથી ત્રણેક માઈલ દૂર આવેલા ટોયો ગામ પાસે થોડીક ખેતી થાય છે અને તિબેટી શૈલીનાં થોડાંક ધોળેલાં મકાનો પણ છે. અહીંથી એક માર્ગ ઉત્તર દિશામાં સીધો ગુર્લા-લા ઘાટને રસ્તે માનસરોવર થઈને કૈલાસ જાય છે, જ્યારે બીજો એક માર્ગ વાયવ્ય દિશામાં ફંટાઈને સીધો તીર્થાપુરી તથા પશ્ચિમ તિબેટના મોટા વેપારી મથક જ્ઞાનીમામંડી તરફ જાય છે. જ્ઞાનીમામંડીથી પણ સીધા પૂર્વમાં ચાલીને કૈલાસ પહોંચાય છે.

તકલાકોટથી માનસરોવર જતાં માર્ગમાં ત્રણ સ્થાનો-રીંગુંગ, બલ્દક તથા સેકંગ-મહાકાય ગુર્લા-માંધાતા પર્વતોની પાસે જ તળેટીમાં આવે છે અને આ ત્રણે સ્થળેથી માંધાતા પર્વતોનું અદ્ભુત દૃશ્ય આખો સમય જોવા મળે છે (ચિત્ર નં. ૧૫).

રસ્તે ત્રણચાર સ્થળે સહેજ ઊંચાણ ઉપર પથ્થરોના ઢગલા જોવામાં આવે છે. તિબેટી ભાષામાં તેને 'લાપછે' કહે છે અને આકાશ નિર્મલ હોય ત્યારે કૈલાસશિખરનું દર્શન અહીંથી થાય છે. દુર્ભાગ્યે અમે પહોંચ્યા તે દિવસે ક્ષિતિજ વાદળાંથી ઘેરાયેલું હતું.

સેકંગથી યાત્રામાર્ગના બે ફાંટા પડે છે. ઉત્તરમાં કૈલાસ પર્વત પહોંચતાં પહેલાં બે મહાકાય સરોવરો આવે છે: માનસરોવર તથા રાવણહ્રદ અથવા રાક્ષસતાલ. માનસરોવર નજીક માંધાતાએ અને

તહેવારે બધા એકઠા મળે છે અને સામુદાયિક મંત્રોચ્ચાર તથા વિધિ કરે છે. આ ઓરડામાં ચારે બાજુ સુંદર ચિત્રો તથા મનોહર 'થંકા' લટકાવ્યા હોય છે. સિમ્બીલીંગ ગોમ્પામાં એક મોટું પુસ્તકાલય પણ છે, જેમાં સેંકડો તિબેટી ધાર્મિક પુસ્તકો રાખેલાં છે. ગોમ્પામાં નીચી શ્રેણીના સાધુઓ ('ડાબાઓ') માટે એક શાળા પણ ચાલે છે અને ઠેરઠેર ભીંત ઉપર પૌરાણિક ચિત્રો આલેખેલાં છે. ગોમ્પાની અગાસીમાં સોનાનાં પતરાં જડેલો એક સ્તંભ ઊભો કરેલો છે અને છાપરા ઉપર કુશળ કારીગરોએ અદ્દભુત નકશીકામ કરેલું છે (ચિત્ર નં. ૨૬).

અમે તકલાકોટ પહોંચ્યા ત્યારે ત્યાં તિબેટી લામાઓનો વસંત-ઋતુનો ઉત્સવ ચાલતો હતો અને તકલાકોટની સિમ્બીલીંગ ગોમ્પા તથા આસપાસની બીજી ગોમ્પાઓના લામાઓ બધા ત્યાં એકઠા થયા હતા. તકલાકોટ પાસેથી વહી જતી કરનાલી નદીના કાંઠે પોતાના સુંદર ભરતકામ કરેલા તંબુઓ ઠોકીને તેઓ રહ્યા હતા અને અમારે તકલાકોટમાં બે-ત્રણ દિવસ રોકાવાનું હોવાથી અમે આ બધા લામા-ઓને મળવા તથા તેમની રહેણીકરણીની ઝાંખી કરવા ગયા હતા. વેરાન તિબેટનાં મેદાનોની ભટકુ ભરવાડી પ્રજા મોટેભાગે યાકના વાળ-માંથી બનાવેલા કાળા તંબુઓમાં આખી જિંદગી વિતાવે છે, પણ આ મઠધારી લામાગુરુઓ ઘણુંખરું સમૃદ્ધ ગોમ્પાઓમાં રહે છે અને ત્યાં ઉત્સવો, જમણવારો અને બીજા વિવિધ કાર્યક્રમોનું વાતાવરણ હમેશાં જામેલું રહે છે. તેમના તંબુઓ પણ બગલાની પાંખ જેવા સફેદ અને ઊંચા ભરતકામવાળા કિંમતી હતા. આ તંબુઓનાં તિબેટી શૈલીની ભાતો, ભરતકામ તથા કલા-કૌશલ્ય મનોહર અને પ્રશંસનીય હતાં.

આ વિશાળ તંબુઓમાં દીવાનખાનું, શયનખંડ તથા નોકરોનો ઓરડો અને આરામ તથા આનંદ-પ્રમોદનાં અનેક સાધનો હતાં. અમે ગયા ત્યારે જીતકોટ ગોમ્પાના લામા પણ ત્યાં હતા અને તેમણે ખૂબ રસપૂર્વક અમારી સાથે વાતો કરી.

આપણા દેશમાં સાધુ-બાવાઓ હોય છે તેમ તિબેટમાં પણ ભિક્ષા માગનારા લામા-સાધુ હોય છે. અમે તકલાકોટમાં હતા ત્યારે આવા એક લામા અમારા તંબુ પર આવ્યા અને તિબેટી શૈલીનું ગીત ગાવા લાગ્યા. તેમના એક હાથમાં એક નાની ઘંટડી હતી અને બીજા હાથમાં એક ડમરુ હતું. શરીર ઉપર તેમણે લાંબો, લાલ ઝભ્ભો પહેર્યો હતો અને માથા પર ઊંચી, અણીદાર, તિબેટી શૈલીની લાક્ષણિક ટોપી

રાવણહૃદ નજીક દશાનન રાવણે તપસ્યા કરેલી એવી પુરાણકથા છે. બન્ને સરોવરો જોડાજોડ આવેલાં છે. ફક્ત એક ઊંચાણવાળી સાંકડી પટ્ટી જ બન્નેને છૂટાં પાડે છે. આ બે વિશાળ સરોવરોમાં માનસરોવર મોટું, વિખ્યાત તથા પવિત્ર ગણાય છે, છતાં મોહકતા તો બન્નેની અદ્ભુત છે. રાક્ષસતાલમાં બે રમણીય દ્વીપો આવેલા છે અને તેનો કિનારો બહુ ખાંચાખૂંચીવાળો છે, પણ તેથી જ કેટલેક સ્થળે તે માન-સરોવર કરતાં પણ વધારે સુંદર લાગે છે. બન્ને સરોવરની શોભા માણવા કૈલાસ જતી વખતે એક સરોવરને કિનારે થઈને અને વળતાં બીજા સરોવરને કિનારે થઈને ચાલી શકાય.

સેકંગથી એક પગવાટ સહેજ પશ્ચિમ બાજુએ થઈને રાક્ષસતાલ તરફ જાય છે, જ્યારે મુખ્ય પગવાટ પૂર્વ બાજુ થઈને માનસરોવર તરફ વળે છે. યાત્રીએ જતી વખતે રાક્ષસતાલને કિનારે થઈને જવું જેથી પાછા વળતાં માનસરોવરની પરિક્રમા કરવાની ઇચ્છા થાય તો પણ રાક્ષસતાલ ચૂકી જવાશે નહીં. રાક્ષસતાલ જવા માટે લગભગ સોળ હજાર ફૂટ ઊંચો 'થલ્લા–દોંગ–લા' ઘાટ ઓળંગવો પડે છે.

અત્યાર સુધી કૈલાસ–શિખરનું દર્શન ન પામેલા યાત્રીને આ ઘાટ ઉપરથી ઉત્તર દિશામાં ક્ષિતિજ ઉપર કૈલાસના ભવ્ય, ગોળાકાર શિખરનું પ્રથમ દર્શન થાય છે.

થલ્લા–દોંગ–લા ઘાટના મથાળે અમે પહોંચ્યા ત્યારે અમારી સામે એક અતિ વિશાળ મેદાન પથરાયું હતું, જેની મધ્યમાં બે અદ્ભુત શોભાભર્યાં સરોવરો જાણે એકબીજાની અડોઅડ સૂતાં હતાં. બાણભટ્ટના કાલ્પનિક અચ્છોદ સરોવરની સ્પર્ધા કરી રહેલાં આ સરોવરોની શોભાનું વર્ણન શબ્દોથી પર છે. ઘેરા વાદળી રંગનું પશ્ચિમ તરફનું સરોવર સહેજ નાનું લાગતું હતું, જ્યારે પૂર્વ તરફનું વિશાળ સરોવર ઘેરા નીલ વર્ણનું હતું. વગર ઓળખાવ્યે હું સમજી ગયો કે ડાબી બાજુનું રાક્ષસતાલ અને જમણી બાજુનું તે માનસરોવર.

રાક્ષસતાલની મોહકતા સમાતી નહોતી. તેના ખાંચાખૂંચીવાળા કાંઠા ઉપર નાનકડા ગોળ પથ્થરો છવાયેલા હતા અને સ્ફટિક શા નિર્મલ જળની નીચેના પથ્થરો કાંઠા ઉપરથી ગણી શકાતા હતા. સરોવરમાં પાણી નહીં પરંતુ જાણે પ્રવાહી કાચનો રસ ભર્યો હોય તેટલું તે સ્નિગ્ધ અને પારદર્શક હતું. રાક્ષસતાલમાં દક્ષિણ કિનારા પાસે બે મનોરમ દ્વીપ આવેલા છે અને તે સરોવરની મોહકતામાં વધારો જ

કરે છે. રાક્ષસતાલ આસમાની વસ્ત્ર પહેરેલી કોઈ ઊછળતી નવયૌવના લાગે છે, જ્યારે માનસરોવર કોઈ નીલાંબરી, ગંભીર મુગ્ધા લાગે છે. રાક્ષસતાલ દોઢસો ચોરસ–માઈલના વિસ્તારનું એક મોટું સરોવર છે, જ્યારે માનસરોવર બસો ચોરસ–માઈલના વિસ્તારનો એક નાનકડો સાગર જ લાગે છે. માનસરોવરના નીલ–શ્યામ પટ ઉપરથી તરંગોની અનંત હારમાલા ઊઠતી અને કિનારે આવેલા પથ્થરો ઉપર જ્યારે તેની છોળો ઊઠતી ત્યારે સાગરનાં મોજાં જેવો ઘોષ નીકળતો.

આ બંને વિસ્તૃત સરોવરોથી પણ પર, દૂર ક્ષિતિજ ઉપર પથરાયેલી એક પર્વતશ્રેણીની મધ્યમાં એક ભવ્ય, શંકુ આકારનું હિમશિખર ફૂટી નીકળ્યું હતું. કલશ આકારનો આ ગિરિરાજ કૈલાસ સમગ્ર અપાર્થિવ વાતાવરણને ઓપ દેતો ઊભો હતો–પ્રશાંત અને નિર્લેપ. વાદળાંઓના વિસ્તૃત પટને ચીરીને તેનું શિખર વ્યોમમાં વિહરતું હતુ–જાણે કે વાદળના સાગરમાં કોઈ મોટો 'આઈસબર્ગ' તરતો ન હોય! શિખરનો આકાર પણ અદ્ભુત હતો. ચારેબાજુથી એકસરખો અને પ્રમાણબદ્ધ! હિમનું એક મહાકાય શિવલિંગ જ કલ્પી લો. ભગવાન શંકર સાક્ષાત્ સસ્મિત વદને તેમનો વરદ હસ્ત લંબાવીને ઊભા હતા. હું સ્તબ્ધ બનીને ઊભો રહી ગયો. અજાણે જ મારા હાથ જોડાઈ ગયા અને મસ્તક નમી પડ્યું. મારા સાથીઓએ 'જય શંકર'નો નાદ ગજાવ્યો તેનો પડઘો મારા હૃદયમાં પડ્યો ત્યારે જ હું મારા ધ્યાનમાંથી જાગ્યો. કૈલાસનું આ પ્રથમ દર્શન હતું.

થલ્લા–દોંગ–લાથી માર્ગ દોઢેક માઈલ નીચે ઊતરીને 'રેઅંગ–છુ' પર આવે છે.

રેઅંગથી રાક્ષસતાલ અડધોએક માઈલ નીચે છે. પાણીનો રંગ અતિ ઘેરો આસમાની છે. તિબેટના તરુવિહીન, નિર્જન અને ઉજ્જડ પ્રદેશમાં આવો અગાધ સુજલ–સુમધુર જલરાશિ જોઈને યાત્રીનું મન મોહિત બને છે, તેનો પગ કિનારે જ થંભી જાય છે અને તે સરોવરના ઉછાળા મારતા તરંગોમાં ઝંપલાવવા ઉત્સુક બને છે. લગભગ પંદર હજાર ફૂટની ઊંચાઈએ આવેલા આ સરોવરનું જળ ખૂબ જ ઠંડું હોય તે સ્વાભાવિક છે. પરંતુ સૂર્યનો પ્રખર તાપ હોય અને વાતાવરણ તીક્ષ્ણ પવનથી મુક્ત હોય તો સરોવરસ્નાનમાં બહુ કષ્ટ નથી પડતું.

રાક્ષસતાલને કિનારે જ 'લંકા–ડોંઢંગ' નામનું સ્થાન છે.

'ડોંકંગ' એટલે ધર્મશાળા. એક નાનકડી પ્રાચીન ધર્મશાળાના અવશેષો અહીં ઊભા છે.

લંકા-ડોંકંગથી તર્કો-લા ચડીને આઠ માઈલે યાત્રી છેતી-છો આવે છે. છેતી-છો માનસરોવરના કિનારા પાસે જ આવેલું એક નાનકડું સરોવર છે. ગુર્લા-લાથી માનસરોવરને કાંઠેકાંઠે આવતી પગવાટ અહીં મળે છે. અહીંની જમીનમાંથી ટંકણખાર નીકળે છે. અહીંથી આગળ ગંગાછુ જતાં રસ્તે એક-બે સ્થળે કેટલુંક ખોદકામ કરેલું જોવા મળે છે. કહેવાય છે કે અસલ અહીં તિબેટી લોકો સોનું કાઢતા..

ગંગા-છુ સોત વટાવ્યા પછી બરખાનું પંદર માઈલ પહોળું ને પચાસ માઈલ લાંબું વિશાળ મેદાન આવે છે. બરખા ગામ આખા મેદાનનું મધ્યબિંદુ છે. પશ્ચિમ તિબેટની રાજધાની ગરતોકથી લ્હાસા જતો ધોરી માર્ગ બરખા પાસે થઈને જાય છે તેમ જ તકલાકોટથી કૈલાસ જતો માર્ગ પણ અહીં જ કપાતો હોવાથી બરખા એક મહત્ત્વનું થાણું છે.

તકલાકોટથી માનસરોવર જતો મુખ્ય યાત્રામાર્ગ માંધાતા પર્વતો પાસે બલ્દક અથવા સેકંગ આગળથી ગુર્લા-છુ પાર કરીને ગૌરી-ઉદાર તરફ વળે છે. બલ્દકથી ગૌરીઉદાર આશરે પાંચ માઈલ દૂર છે અને અહીં પહાડમાં નાની ગુફાઓ છે. ભારતથી આવતા હિંદુ લોટીઆઓ આ સ્થાન પાસે ગૌરી(પાર્વતી)એ ગણેશને જન્મ આપ્યો હતો એમ માને છે અને આ સ્થળને તે ઉપરથી ગૌરી-ઉદાર કહે છે, જ્યારે તિબેટી લોકો આ સ્થળને ગુર્લા-માંધાતા ઉપરથી ગુર્લા-કુક કહે છે.

ગૌરીઉદારથી યાત્રામાર્ગ ચાર માઈલ ઊંચે ચઢી ૧૬,૨૦૦ ફૂટ ઊંચા ગુર્લા-લા ઘાટ પર પહોંચે છે. લીપુ-ઘાટ ઓળંગ્યા પછી પહેલી જ વાર યાત્રી ફરીવાર આટલી ઊંચાઈએ આવે છે.

ગુર્લા-લાને માથે પહોંચતાં જ યાત્રીને અદ્દભુત દૃશ્ય જોવા મળે છે. યાત્રીના પગ આગળ જ માનસરોવર-રાક્ષસતાલનું યુગલ પૂર્વ-પશ્ચિમ વિસ્તરેલું છે. જાણે ઉમા તથા શંકરનાં હૃદય દ્રવીભૂત થઈને સરોવર બનીને એકબીજાની પડખે આવીને સૂતાં છે.

આ બન્ને સરોવરોની પાછળ સામે જ ક્ષિતિજ ઉપર કૈલાસનો ઘુમ્મટ સમ્રાટ સમ ઊભો છે. તેના હિમશિખરમાંથી નીકળતાં તેજ-કિરણો જાણે કે સમસ્ત અવનિને પ્રકાશિત કરી રહ્યાં છે. યાત્રીની પીઠ



(૧૭) માનસરોવર ૧૫૦૦૦ ફૂટની ઊંચાઈએ આ ૦૦ ચો૦ મા૦ વિસ્તારનું સરોવર આવેલું છે યાત્રીઓ તેના પુનિત જળમાં શ્રદ્ધાપૂર્વક સ્નાન કરે છે (પૃષ્ઠ ૪૧)

પાછળ જ ગુર્લા–માંધાતાનો મહાકાય હિમ–પર્વત આવેલો છે–જાણે શંકરના ચરણ સામે શ્વેત નંદી ઊભો !

અલ્મોડાથી નીકળેલો યાત્રી ગુર્લા–લા પહોંચતાં બરોબર બસો માઈલ પૂરા કરે છે. ગુર્લા–લાની ટોચ ઉપર પણ પથ્થરોના મોટા લાપછે તથા યાક–વાળને દોરડે બાંધેલી પતાકાઓ છે જ. કૈલાસની યાત્રાએથી પાછા ફરતાં અમે આ પતાકાઓના થોડાક ટુકડાઓ પ્રસાદ તરીકે લેતા આવ્યા હતા.

ગુર્લા–લાની ટોચ ઉપરથી ઊતરીને એક માર્ગ ઈશાન દિશામાં માનસરોવરને દક્ષિણ તટે આવેલી ઠુગોલ્હો–ગોમ્પા પર જાય છે, જ્યારે કૈલાસ જતો માર્ગ સીધો ઉત્તર દિશામાં ઊતરી નવ માઈલ પર માનસરોવરને કિનારે પહોંચે છે.

જગવિખ્યાત અને પુરાણપ્રસિદ્ધ માનસરોવરના દર્શનથી યાત્રી ભક્તિભાવે ગદ્‌ગદિત થાય છે અને તેના પુનિત જલમાં યુગયુગનાં પાપ વિનાશવા શ્રદ્ધાપૂર્વક સ્નાન કરે છે (ચિત્ર નં. ૧૭). માનસરોવરનો આ નૈર્ઋત્ય ખૂણો છે અને અહીં સરોવરના શાંત પટ ઉપર હંસ તથા બતકો વિહાર કરતાં જોવા મળે છે. પુરાણો તથા દંતકથાઓ દ્વારા માનસરોવરના રાજહંસો વિષે યાત્રીના મનમાં એક કલ્પનાચિત્ર તો ખડું હોય છે જ, તેથી સહકુટુંબ વિહાર કરી રહેલા આ રાજહંસોને જોતાં જ યાત્રી રોમાંચ અનુભવે છે અને પુલકિત બને છે.

લગભગ પંદર હજાર ફૂટની ઊંચાઈએ આવેલું આ ૨૦૦ માઈલના વિસ્તારનું સરોવર શિયાળામા ઠરીને ખડક સમ કઠણ બની જાય છે અને ઉનાળામાં જ ઓગળીને નીલ વર્ણ ધારણ કરે છે. તિબેટનો પ્રદેશ અતિ ઊંચો અને મોટે ભાગે પથરાળ હોવાથી ત્યાંની ભૂમિ તથા વાતાવરણ ધૂળના રજકણોથી મુક્ત છે અને તેથી જ માનસરોવરનું જલ અતિ નિર્મલ અને પારદર્શક છે. સરોવરનું એકેએક જલબિંદુ એટલું વિશુદ્ધ અને તેજસ્વી છે કે પુરાણકાળના કવિઓને કદાચ તેથી જ માનસરોવરના રાજહંસો મોતીનો ચારો ચરે છે તેવી કલ્પના સૂઝી હશે.

માનસરોવરને કાંઠે ચાલીને યાત્રી 'ગુસુલ–ગોમ્પા' પર આવી પહોંચે છે. સરોવરના કિનારા પર લગભગ દોઢસો ફૂટ ઊંચે એક ટેકરી ઉપર આ પ્રસિદ્ધ બૌદ્ધ–મઠ આવેલો છે. યાત્રીઓ અહીં ગોમ્પામાં

રાતવાસો કરી શકે છે અથવા પાસે કિનારા પર પોતાના તંબુ ઠોકી શકે છે. ગુસુલ-ગોમ્પાની અગાસી પરથી યાત્રીને સરોવરનું અદ્દભુત દૃશ્ય જોવા મળે છે.

ગુસુલ-ગોમ્પાથી આગળ બે માઈલ ગયા પછી એક મણિ-પથ્થરોની લાંબી દીવાલ આવે છે, જેના ઢગલાઓના પથ્થરો ઉપર તિબેટીઓનો પવિત્ર મંત્ર 'ॐ मणि पद्मे हूं' લખેલો હોય છે. અહીંથી આશરે એક માઈલ દૂર ગયા પછી છેતી-છો નામનું કાસાર આવે છે.

અહીંથી આગળ છક-છલ-ગંગ સ્થાન આવે છે. આ સ્થાન બહુ પવિત્ર મનાય છે અને અહીં પણ મણિ-પથ્થરોની દીવાલ તથા લાપછે ઊભાં કરેલાં છે. યાત્રીઓ અહીં ઉત્તરમાં કૈલાસને તથા પૂર્વમાં માનસરોવરને સાષ્ટાંગ પ્રણામ કરે છે. આટલા માર્ગને 'સેરા-લા' કહે છે.

કહેવાય છે કે અગાઉ આ જગાએ જમીનમાંથી સોનું નીકળતું, પણ એક વાર દેવ રૂઠ્યાનો વહેમ લોકોને આવ્યો અને ખોદકામ બંધ થયું. અહીંથી થોડેક દૂર 'સેર્કા-ખીરો' નામનું સ્થળ આવે છે. તેનો અર્થ 'સુવર્ણનો શ્વાન' થાય છે. ખોદકામ ચાલતું હતું તે કાળે, કહે છે કે એક વાર જમીનમાંથી એક મોટું સોનાનું ગચ્ચું નીકળ્યું, જેનો આકાર કૂતરા જેવો હતો તેથી લોકોએ તિબેટી રિવાજ મુજબ એક લાલ રંગનો ચોરતેન (સ્તૂપ) અહીં બાંધી તેને 'સેર્કા-ખીરો' નામ આપ્યું.

અહીંથી દોઢ માઈલ આગળ 'ગંગા-છુ' નામની નૈસર્ગિક નહેર બંને સરોવરને જોડે છે. પહોળાઈ ૪૦થી ૮૦ ફૂટ હશે, પરંતુ તેમાં વિશેષ પાણી રહેતું નથી. માનસરોવરમાં જ્યારે પાણી વધી જાય છે ત્યારે ગંગા-છુ દ્વારા તે રાક્ષસતાલમાં વહી જાય છે. સામાન્યપણે ગંગા-છુમાં પાણી બહુ છીછરું હોય છે અને યાત્રી સરળતાથી તે ઓળંગી શકે છે. ગંગાધર ત્રિપુરારિની પવતજટામાંથી વહેતા સોતનું નામ 'ગંગા-છુ' આપેલું છે તે ઉચિત છે.

હવે યાત્રામાર્ગ સીધો બરખા તરફ જાય છે. ગંગા-છુથી પાસે જ પૂર્વમાં એક પહાડ ઉપર ચ્યુ-ગોમ્પા આવેલી છે. ત્યાંના દેવ પદ્મસંભવને નમસ્કાર કર્યા વિના અને એ ગોમ્પા ઉપરથી માનસરોવરનું વિહંગાવલોકન કર્યા વિના યાત્રી કેમ આગળ વધી શકે? ચ્યુ-ગોમ્પા પાસે માનસરોવરના તટે મલ્લાકક નામનું સ્થળ છે ત્યાં પણ યાત્રી

પડાવ નાખી શકે છે. ગંગા–છુ પછી યાત્રી બરખાના મેદાનમાં પહોંચે છે.

આ વિશાળ મેદાનમાં પશુઓ માટે વિપુલ ઘાસચારો છે, તેથી તિબેટી ભરવાડો તેમનાં હજારો ઘેટાં–બકરાં તથા યાક–ઝબ્બૂ સાથે બરખાના મેદાનમાં જ્યાં ત્યાં પડેલા હોય છે. ઉપરાંત આ મેદાનમાં ટોળાંબંધ કિયાંગ (જંગલી ઘોડા) સ્વચ્છંદ રીતે ઘૂમતા દેખાય છે. સસલાં અને મોટાં ઊંદરો પણ તેટલાં જ. આ ઊંદર ઉનાળામાં તો મેદાનમાં દોડાદોડી કરીને પોતાનો ખોરાક મેળવી લે છે, પરંતુ શિયાળો બેસતાં જ તે પોતાના હૂંફાળા દરમાં એક લાંબી નિદ્રામાં પડી જાય છે. તેની આ સુષુપ્ત–અવસ્થા દરમ્યાન તેને ખોરાકની જરૂર પડતી નથી અને છેક વસંત ઋતુ આવે છે ત્યારે જ તે ઊઠે છે.

બરખાનું મેદાન કૈલાસ પર્વત તથા બે સરોવરો વચ્ચે પથરાયેલું છે. એક કાળે જ્યારે માનસરોવર તથા રાક્ષસતાલ એક હશે ત્યારે તે સરોવરનાં જલ આ નીચા, સપાટ મેદાન ઉપર પણ પ્રસરેલાં હશે અને તેના તરંગો કૈલાસ પર્વતનો ચરણસ્પર્શ કરવા માટે એકએકની પાછળ ધસમસતાં જતાં હશે. આજે પણ પાણીનાં નાનાંનાનાં ખાબો-ચિયાંઓથી છવાયેલું આ રેતાળ મેદાન પૂર્વે તે મહાસરોવરનો જ ભાગ હશે એમ સૂચવે છે.

મેદાનનું મુખ્ય ગામ બરખા છે. તેમાં ફક્ત બે જ મકાનો છે, જેમાંનું એક તિબેટી યાત્રીઓ માટેની ધર્મશાળા છે. પશ્ચિમ તિબેટના મુખ્ય ગામ ગરતોકથી લ્હાસા જતા માર્ગનું એક થાણું બરખા છે અને અહીંના બીજા મકાનમાં બરખાનો 'તઝમ' (વ્યાવહારિક અમલદાર) રહે છે. તકલાકોટની સિમ્બીલીંગ ગોમ્પાના લેબ્રંગ–લામા તે જ અત્યારના બરખા–તઝમ છે. ધર્મશાળાવાળા મકાનમાં કેટલીક અંધારી ઓરડીઓ છે. પરંતુ ત્યાંની ગંદકીથી બચવા યાત્રીએ તો બહાર પોતાના તંબુમાં જ પડાવ નાખવો ઇષ્ટ છે.

બરખામાં કાયમના રહેતા તિબેટીઓ અહીં યાકના વાળમાંથી બનાવેલા સાતઆઠ કાળા તંબુઓ ઠોકીને રહે છે. જમીનમાં ખાડો ખોદીને તે ઉપર આ તંબુઓ ઠોકેલા હોય છે, જેથી સામાન્ય તંબુ કરતાં તેમાં વધારે મોકળાશ રહે છે. વધુમાં આ 'ઘર' જમીનની અંદર આવ્યાં હોવાથી તિબેટના અને વિશેષ કરીને બરખાના મેદાનના કારમા તીક્ષ્ણ પવનથી બચી જવાય છે.

મારા ભોમિયા રુકમસિંહ સાથે હું આ તંબુઓ જોવા ગયો હતો. તંબુમાં દાખલ થવા માટે બેત્રણ પગથિયાં અંદર ઊતરવું પડ્યું. બાર ફૂટ લાંબું અને દસ ફૂટ પહોળું, લગભગ ચોરસ કહી શકાય તેવું તે 'ઘર' હતું. તંબુની મધ્યમાં એક લાકડાનો સ્તંભ હતો, જેને આધારે આ કાળો તંબુ ઊભો રહ્યો હતો. થાંભલા પાસે જ ઘરનો ચૂલો હતો, જ્યાં આખો દિવસ અગ્નિ સળગ્યા જ કરતો હતો. આ અગ્નિ રસોઈ માટે, ચા ઉકાળવા માટે તેમ જ તંબુમાં ઉષ્ણતા જાળવવા માટે એવા બધા ઉપયોગમાં આવે છે.

બરખાથી આગળ યાત્રીને મેદાનનાં અનેક ખાબોચિયાં વચ્ચે થઈને અને કીચડભરી જમીન પર થઈને જવું પડે છે અને 'ડમ-છુ' સ્રોત ઓળંગવો પડે છે. બરખાથી બે માઈલ દૂર 'ગપુડોસા' સ્થાન આવે છે, જ્યાં તિબેટી ભરવાડો તેમ જ મીલમ-જોહારના કેટલાક ભોટીઆ વેપારીઓના તંબુઓ છે.

ગપુડોસાથી માર્ગ મેદાનની કીચડવાળી જમીન પર આગળ જાય છે અને યાત્રીને અહીં કેટલાક નાના વહેળા ઓળંગવા પડે છે. આ રસ્તે સામાન લાદેલાં યાક કોઈ કોઈ વાર કીચડમાં ખૂંચી જાય છે અથવા લાદેલા માલ-અસબાબને વહેળામાં ભીંજવી નાખે છે. ગપુડોસાથી સાડાપાંચ માઈલ ઉપર દરચેન આવે છે. અલ્મોડાથી બસો ને ચાળીસ માઈલનો જોખમભર્યો અને કષ્ટમય પ્રવાસ ખેડીને યાત્રી છેવટે દરચેન પહોંચે છે. દરચેન કૈલાસની ઠેઠ તળેટીએ આવેલું છે અને કૈલાસની પરિક્રમા પણ અહીંથી જ શરૂ થાય છે, તેથી અહીં કૈલાસ પહોંચ્યાની કૃતકૃત્યતા અનુભવે છે.

તિબેટી ભાષામાં 'દર'નો અર્થ ધ્વજ અને 'ચેન'નો અર્થ મહાન થાય છે. દરચેનથી સાડાત્રણ માઈલ પર કૈલાસપરિક્રમાના માર્ગમાં એક મોટી ધજા આવે છે તે ઉપરથી આ નામ પડ્યું છે. દરચેનને ઘણાં તારછેન પણ કહે છે અને અહીં ત્રણચાર પાકાં મકાનો તથા કેટલાક તંબૂઓ આવેલા છે.

દરચેન તથા ખોચરનાથ ગામો ભુતાન રાજ્યની હકૂમત નીચે ગણાય છે અને અહીં ભુતાનનો સૂબો (લેબ્રંગ-નેબો) રહે છે. હાલના સૂબાનું નામ નેબો-કર્મા છે અને તે બહુ મળતાવડા સ્વભાવના છે. હું ભોમિયા રુકમસિંહ સાથે તેમની મુલાકાતે ગયો ત્યારે અમે તિબેટી ધર્મ, રીતરિવાજો તથા ભારત સાથેના સંબંધો વિષે એકાદ કલાક ચર્ચા કરી

અને તેમણે તિબેટી રીત પ્રમાણે મને મીઠું-માખણ નાખેલી ચા તથા પોતાના જ ચાકનું દૂધ આપવા ઉપરાંત માનસરોવરના હંસનું એક ઇંડું પણ ભેટ આપ્યું.

કૈલાસની પરિક્રમાએ જનારા યાત્રીઓ ત્રણેક દિવસ પૂરતી સામગ્રી સાથે રાખી વધારાનો સામાન અહીં જ મૂકીને પરિક્રમા પર જઈ શકે છે.

પરિક્રમાના માર્ગમાં ન આવતાં બે-ત્રણ સ્થાનો તારછેનની આસપાસ આવેલાં છે. એમાંનું એક તે 'સેરદુંગ-ચુક્ષુમ' (સુવર્ણના તેર સ્તૂપ). અસલ અહીં તેર ચોરતેન હતા. તેમાં ઉમેરાઈ હાલ ૧૯ છે. આ સ્તૂપો સોનાના તો નથી, પરંતુ તેમને પીળા રંગેલા છે. સેરદુંર્ગ-ચુક્ષુમ છેક કૈલાસશિખરની દક્ષિણ દીવાલ પાસે આવેલું હોઈ તારછેનથી છ-સાત માઈલ દૂર છે. આખો રસ્તો ખૂબ વિકટ અને તીક્ષ્ણ પથ્થરો ઉપર ચઢાઈનો છે. તારછેન પાસે એકાદ દિવસ વિરામ લેવા ઇચ્છતા સશક્ત યાત્રીએ જ આ સ્થળે જવું. પાછળ જ કૈલાસનું ભવ્ય શિખર ઝઝૂમે છે. ઘણી વાર શિખરપરથી ધસી આવતા બરફના ગાંગડાઓ તથા હિમશિલાઓ અહીં સુધી આવી પડે છે. સેરદુંગ-ચુક્ષુમથી દક્ષિણ તરફ અદ્ભુત દૃશ્ય જોવા મળે છે. બરખાનું સમસ્ત મેદાન, મોટા શનિ-પથ્થર જેવું રાક્ષસતાલ તથા તેની પાસે ઊભેલો શ્વેત નંદી સમો મહાન માંધાતા યાત્રીને મુગ્ધ કરે છે અને એને તારછેનથી આવવાનો પરિશ્રમ વસૂલ થયો લાગે છે.

સેરદુંગ-ચુક્ષુમથી સાડાચાર માઈલ ઉપર બે નાનાં તળાવ છે. એકનું જલ શ્વેત વર્ણનું છે, જ્યારે બીજાનું શ્યામ વર્ણનું. તેમનાં નામ અનુક્રમે દુર્ચી તથા રુક્તા છે, પરતુ બને સરોવરો સામટાં 'છો-કપાલ'ના નામથી ઓળખાય છે.

# કૈલાસપરિક્રમા

દરચેનથી શરૂ થતા પરિક્રમા–માર્ગે પશ્ચિમમાં સવાબે માઈલ ઉપર 'છંગજા–ગંગ' સ્થાન આવે છે. અહીં પણ તિબેટી યાત્રીઓએ 'લાપછે'–મણિપથ્થરોના ઢગલા–ઊભા કરેલા છે. અહીંથી કૈલાસના દક્ષિણ–નૈઋત્ય વિભાગનું દૃશ્ય જોવા મળે છે અને અહીં યાત્રીઓ કૈલાસ પર્વતને શ્રદ્ધાપૂર્વક પ્રણામ કરે છે. યાત્રામાર્ગ આગળ જતાં વાયવ્ય તરફ વળીને બીજા દોઢ માઈલ ઉપર 'સેરશુંગ' સ્થાન પર આવે છે.

સેરશુંગ પાસે એક મોટો ધ્વજ–સ્તંભ ઊભો કરેલો છે. તેને 'તરબોછે' (મહાધ્વજ) કહે છે. દર વર્ષે વૈશાખી પૂર્ણિમાને દિવસે અહીં મોટો ઉત્સવ થાય છે. વૈશાખી પૂર્ણિમા બુદ્ધજયંતી દિન હોઈ બૌદ્ધોનો સૌથી પવિત્ર દિવસ છે. તે જ દિવસે નિરંજના નદીને તીરે બોધિવૃક્ષ નીચે આત્મજ્ઞાન મેળવી તેઓ સિદ્ધાર્થ મટી બુદ્ધ થયા અને વર્ષો પછી તે જ દિવસે રાજગૃહના અરણ્યમાં તથાગત શાક્યમુનિ નિર્વાણ પામ્યા. આ દિવસે સેંકડો તિબેટીઓ અહીં એકઠા થાય છે અને વિવિધ પ્રકારની પૂજા ઉપરાંત ગ્રામ્ય નૃત્યો પણ યોજે છે.

પૂર્ણિમાને આગલે દિવસે પાસેની ન્યનરી ગોમ્પાના લામાઓની દેખરેખ નીચે પાછલા વર્ષનો ધ્વજસ્તંભ કાઢી લેવામાં આવે છે. અને તેના ઉપર જૂની ધજા–પતાકાઓને સ્થાને નવી બાંધવામાં આવે છે. ચતુર્દશીની સાંજે 'તરબોછે'ને ત્રાંસો ઊભો કરે છે અને પૂર્ણિમાને દિવસે મોટી ધામધૂમથી ધ્વજને ફરીથી રોપવામાં આવે છે.

સેરશુંગથી લગભગ એક ફર્લોંગ ઉપર 'ચોરતેન કાંગની' આવે છે. અહીં એક કમાન ઊભી કરેલી છે. જેની નીચે થઈને બધા યાત્રીઓએ જવું એવો રિવાજ છે. તિબેટી યાત્રીઓ તો સામાન લાદેલાં યાક તથા ઝબ્બૂને પણ તેની નીચેથી લઈ જાય છે. અહીં પાસે જ ઉત્તર તરફથી 'લ્હા–ચુ' નદી·વહી આવે છે અને તેને કાંઠેકાંઠે પરિક્રમામાર્ગ આગળ વધે છે. સેરશુંગ પાસે કૈલાસના નૈઋત્ય કોણનું સુંદર દૃશ્ય જોવા મળે છે. સેરશુંગથી લગભગ એક માઈલ દૂર 'લ્હા ચુ' ઉપર લાકડાનો નાનો કાચો પુલ છે તે ઓળંગી નદીના જમણા કાંઠે જવાય છે અને ત્યાં સામે જ પશ્ચિમ તરફના પહાડોના ખરક

ઉપર ન્યનરી ગોમ્પા આવેલી છે. બીજી ગોમ્પાઓની જેમ ન્યનરી ગોમ્પા આખી ધોળેલી નથી અને તેથી દૂરથી પહાડોમાં તે દેખાઈ આવતી નથી.

ન્યનરી ગોમ્પા કૈલાસની પશ્ચિમે આવેલા ન્યનરી પહાડ ઉપર બાંધેલી છે અને તેનું બીજું નામ છુકુ–ગોમ્પા પણ છે. 'ન્યનરી'નો અર્થ 'ઘેટાવાળો પર્વત' થાય છે, પરંતુ ભારતના યાત્રીઓ તેને નંદી–ગોમ્પા કહે છે અને કૈલાસસાંનિધ્યમાં તે નામ અનુરૂપ લાગે છે. કૈલાસપરિક્રમા દરમ્યાન પાંચ તિબેટી ગોમ્પાઓ આવે છે અને તેમાં ન્યનરી ગોમ્પા પ્રથમ છે.

પરિક્રમામાર્ગથી લગભગ બે ફર્લાંગની સીધી ચઢાઈ ચડીને ન્યનરી ગોમ્પા પહોંચાય છે. ગોમ્પાના દેવાલયમાં દેવ છુકુ–રિંપોછેની શ્વેત સંગેમરમરની મૂર્તિ છે અને આ દેવ 'છુકુ' ઉપરથી ન્યનરી ગોમ્પા 'છુકુ–ગોમ્પા' પણ કહેવાય છે. આ મૂર્તિનું શિલ્પકામ સ્પષ્ટ રીતે ભારતીય છે અને કદાચ વર્ષો પહેલાં હિંદુ યાત્રીઓએ તેને સ્થાપિત કરી હશે. આશરે ત્રણસો વર્ષ પૂર્વે ભૂતાનના લામા નાવા નંગ્યલે આ ગોમ્પા સ્થાપિત કરી હતી એમ કહેવાય છે અને તેમની પણ એક મૂર્તિ ગોમ્પામાં છે. ગોમ્પાના એક પૂજાના ઓરડામાં કાશ્મીરના સેનાપતિ જોરાવરસિંહનાં શસ્ત્રો સાચવી રાખેલાં છે. ન્યનરી ગોમ્પા કૈલાસની પશ્ચિમે આવેલી છે અને ગોમ્પાની અગાસી ઉપરથી કૈલાસ શિખરનું સુંદર દૃશ્ય જોવા મળે છે.

ગોમ્પાના દેવાલયમાં અનેક સુંદર થંકાઓ લટકે છે. અહીં મેં ગોમ્પાના લામાને ખૂબ સમજાવીને બે–ત્રણ નાના થંકા (ચિત્રો) તથા તિબેટી ધર્મશાસ્ત્ર કંજૂરનાં કેટલાંક પાનાં મેળવ્યાં. ગોમ્પાના દેવાલયમાંની મૂર્તિઓ સામે માખણ ભરેલી અનેક વાડકીઓના દીપકો બળતા હતા. યાત્રીઓ પણ ચારચાર આના આપીને પોતાના વતી એકએક દીવો પ્રગટાવે છે.

પરિક્રમામાર્ગ ન્યનરી ગોમ્પાથી પાછો લ્હા–છુ નદી ઓળંગીને કૈલાસ પર્વત ફરતો આગળ વધે છે. અઢી માઈલ ઉત્તર તરફ ગયા પછી કૈલાસશિખરની પશ્ચિમે એક પાંખ આગળ ધસી હોય તેવા પહાડ પાસે યાત્રી આવે છે. આ પહાડને રાવણ–પર્વત કહે છે રાવણે શંકરને પ્રસન્ન કરવા અહીં તપસ્યા કરેલી એવી માન્યતા છે. સેરશુંગ પાસેથી કૈલાસના અણીદાર નૈઋત્ય કોણનું દૃશ્ય જોવા મળે

છે, જ્યારે રાવણ-પર્વત પાસેથી કૈલાસની પશ્ચિમ બાજુનું ગોળાકાર દૃશ્ય જોવા મળે છે.

અહીંથી બે માઈલ આગળ વધ્યા પછી યાત્રી 'ટામડીન ડોંફગ' સ્થાન પર આવે છે. આ સ્થાન પાસે ભગવાન બુદ્ધનાં પગલાં છે. થોડેક દૂર ગયા પછી વાયવ્ય દિશામાંથી બે નાના સ્રોત આવીને લ્હા-છુ નદીને મળે છે. બીજા બે માઈલ ચાલ્યા પછી યાત્રીને 'ફ્રંગજમ-છુ' સ્રોત ઓળંગવો પડે છે. આ સ્થાન કૈલાસની વાયવ્ય દિશામાં આવેલું છે અને અહીંથી કૈલાસશિખરના બીજા ખૂણાની શોભા જોવા મળે છે. આ કોણ ઉપર પણ શિખરનો છેડો અણીદાર છે અને હિમના એક મોટા પિરામીડ જેવો કૈલાસનો આકાર સ્પષ્ટ દેખાય છે. યાત્રીની પગવાટથી શિખરનો ખૂણો બહુ જ પાસે નજરે પડે છે.

હવે જમણી બાજુએ પૂર્વ દિશામાં સહેજ આગળ વધીને યાત્રી કૈલાસની ઉત્તર બાજુએ આવી પહોંચે છે. આ સ્થાન પાસે પણ લ્હા-છુ વહેતી હોય છે અને તેના ડાબા કાંઠે કૈલાસશિખર બાજુ એક ખુલ્લી જગા છે. અહીં ઉનાળામાં કુમળું ઘાસ ઊગે છે તથા સ્રોત પણ પાસે જ હોવાથી યાત્રીઓ અહીં પડાવ નાખી શકે છે, પણ મોટેભાગે લ્હા-છુને સામે કાંઠે ઊંચાણ ઉપર આવેલી દિરફુક-ગોમ્પામાં યાત્રીઓ રાતવાસો રહે છે. આખી યાત્રામાં આ સ્થાન સૌથી ઉત્તરે, ૧૬,૪૦૦ ફૂટની ઊંચાઈએ આવેલું છે અને વિશેષ ઠંડું હોવાથી ગોમ્પામાં રાત્રે સારી હૂંફ મળે છે. તિબેટની ગોમ્પાઓ સ્વચ્છ હોતી નથી અને ઘણીવાર નીચેના રસોડામાંથી લાકડાની ફાટ વચ્ચે થઈ ધુમાડો આવે છે ત્યારે આપદા પડે છે. પરંતુ તે સાથે તિબેટી જીવનના કેન્દ્ર સમી આ ગોમ્પામાં રહેવાથી તિબેટી ધર્મ, રિવાજો, લામાઓ તથા તિબેટી જનતાના પરિચયમાં આવી શકાય છે.

આ સ્થળ સમગ્ર યાત્રામાં સૌથી સુંદર તેમ જ ભવ્ય છે. દરચેન આવ્યા એટલે કૈલાસ પહોંચ્યા એમ મનાય છે; પરંતુ સાચું કૈલાસ ધામ તો આ ઉત્તરની દિરફુક-ગોમ્પા જ છે. અવનિ ઉપરના સૌથી પવિત્ર શિખરનું સૌથી સુંદર દૃશ્ય દિરફુક-ગોમ્પાની અગાસી ઉપરથી જોવા મળે છે (ચિત્ર નં. ૧૭ અ.)

અમે અધિક અષાઢ માસના કૃષ્ણપક્ષની સાતમને દિવસે દિરફુક-ગોમ્પા પહોંચ્યા હતા. વહેલી સવારે સેરશુંગથી નીકળીને ન્યનરી-ગોમ્પાની મુલાકાત લઈને જ્યારે દોઢ વાગે ત્યાં અમે દિરફુક પહોંચી

ગયા. અમારા વતી અમારા ભોમિયા દ્રુમસિંહે ગોમ્પાના લામા સાથે પ્રાથમિક શિષ્ટાચાર કર્યો અને અમે ગોમ્પાની અંધારી સીડી પર થઈને સીધા જ ઉપરની અગાસી પર પહોંચી ગયા.

દક્ષિણ દિશા તરફ સામે જ હિમાચ્છાદિત કૈલાસ પર્વત ઊભો હતો—જાણે કે ભસ્માંકિત શરીરે સાક્ષાત્ શંકર ઊભા. ઉમા–મહેશ બન્નેને જાણે મૂર્તિમંત કરતો હોય તેમ કૈલાસ પર્વત નીચેથી પહોળો થતો જાય છે અને શિખરની બંને બાજુએ આવેલા નાના પહાડ. જાણે કે જગત–પિતરૌના ખોળામાં કાર્તિકેય તથા ગજાનન બનીને બેઠા હતા!

કૈલાસની ટોચ નીચે, શિખરની ખાંધે પૂર્વથી પશ્ચિમ એક તદ્દન સીધો અને સમાન કુદરતી કાપો છે—જાણે કે મહાદેવના ગળા ઉપરનો લાંબો ભુજંગ!

શિખરની ઉત્તર દીવાલ એકસરખી સીધી ઊંચે ચઢતી નજરે પડે છે અને કોઈ પહાડ કે ટેકરીના અવરોધ વિના અહીંથી યાત્રીને કૈલાસનું નખશિખ દર્શન થાય છે. અવર્ણનીય આનંદથી તથા અગાધ, સ્વયં–સ્ફુરિત ભક્તિભાવથી તે દિઙ્મૂઢ બની ઊભો રહે છે. જાદુનો પ્રભાવ પડ્યો હોય તેમ, અથવા લોહચુંબક સામે લોઢાના કણ આકર્ષાય તેમ બધાનાં મુખ આપોઆપ કૈલાસ તરફ વળે છે અને દરેક યાત્રી નતમસ્તકે વંદના કરી શિખરની શોભા નીરખવામાં તન્મય બની જાય છે.

કેમ જાણે આ સમબદ્ધ તથા સપ્રમાણ શિખરની શોભા તથા સમતુલા જાળવવા માટે જ હોય તેમ કૈલાસની બંને બાજુએ બે નાની ત્રિકોણાકાર, પીતવર્ણી ટેકરીઓ આવેલી છે અને તેમની વચ્ચેથી કૈલાસનું ઉત્તુંગ, મહાકાય, શ્વેત શિખર જાણે કે ફૂટી નીકળ્યું છે!

જમણી બાજુની ટેકરીનું નામ છે છગ્નદોર્જે (વજ્રપાણિ) તથા ડાબી બાજુના પૂર્વ દિશાના પહાડનું નામ છે ચેનરેઝી (અવલોકિતેશ્વર). પૂર્વ દિશામાં બીજી પણ ત્રણ ટેકરીઓ જોઈ શકાય છે, જે આગળ જતાં યાત્રામાર્ગમાં આવે છે. તેમના અનુક્રમે નામ છે જમ્બ્યાંગ, છોગેલ–નોરસંગ તથા શિવારિ.

શિખરની ટોચની નીચે પહાડના ઢોળાવ ઉપર કેટલાક લિસોટા પડ્યા હોય તેવો આકાર છે. તિબેટી કથા પ્રમાણે પૂર્વે પ્રસિદ્ધ તિબેટી લામા મિલારેપ આ સ્થાન પાસે તપ કરતા હતા. તે સમયે પ્રાચીન બોન–ધર્મનો એક તાંત્રિક ત્યાં આવીને સાધુ મિલારેપને ખલેલ કરવા

લાગ્યો તેથી બંને વચ્ચે એક હોડ જામી કે બેમાંથી કોણ પ્રથમ કંગરિપોંછે(કૈલાસ)ની ટોચ ઉપર પહોંચી જાય છે! બોન-તાંત્રિક પૂરા વેગથી પહાડ ચઢવા માંડ્યો, ત્યારે મિલારેપ તો ફરીથી પોતાના ધ્યાનમાં મસ્ત બન્યા; પરંતુ બોન-તાંત્રિક ટોચથી થોડેક જ દૂર રહ્યો ત્યારે મિલારેપ એક જ ક્ષણમાં ટોચ પર પહોંચી ગયા. આ ઘટનાથી ચકિત અને ઝંખવાણો બનેલો તાંત્રિક ગબડતોગબડતો નીચે આવી પડ્યો અને હિમશિખરને પેટાળે તેના લિસોટા રહી ગયા.

દિરફુક-ગોમ્પાના આંગણામાં એક ધ્વજ-સ્તંભ રોપેલો છે અને ગોમ્પાની અગાસી પર અનેક પતાકાઓ લટકાવેલી છે. ગોમ્પાના દેવાલયમાં અનેક મૂર્તિઓ આવેલી છે અને એક બાજુએ ગેવા-ગોઝંગ્ગાની મૂર્તિ છે, જેમણે કૈલાસ-પરિક્રમાનો, માર્ગ શોધી કાઢ્યો હતો એમ મનાય છે.

ગોમ્પાની અગાસી ઉપરથી કલાકો સુધી કૈલાસનું દર્શન કર્યા છતાં અમારું મન ધરાયું નહિ. જે સ્થળ તથા દર્શનની અમે વર્ષોથી ઝંખના કરી હતી, જ્યાં પહોંચવા માટે અમે અનેક કષ્ટો વેઠી હિમાલયની ઉત્તુંગ ગિરિમાલા પાર કરી હતી અને તિબેટની કારમી ઠંડી સહી હતી તે સ્થળે પહોંચતાં અમને થયેલો અપાર આનંદ તથા સંતોષ કેમ વર્ણવી શકાય? અમારા જીવનની એ ધન્યતમ પળ હતી.

ગિરિરાજ કૈલાસના સાન્નિધ્યમાં સાક્ષાત્ ભગવાન શંકરના મૂર્તિમંત સ્વરૂપના દર્શને અમે જીવનની સાથકતા, કૃતકૃત્યતા અનુભવી; અને સજળનેત્રે સ્તુતિ કરી:

'करचरणकृतं वाक्कायजं कर्मजं वा,
श्रवणनयनजं वा मानसं वाऽपराधम्।
विहितमविहितं वा सर्वमेतद् क्षमस्व,
जयजय करुणाब्धे श्रीमहादेव शंभो॥
'हे शिव, अशिवं नः शमयतु।'

હે આશુતોષ મહાદેવ, મહદ્ કૃપા કરીને ઊંચો હિમાલય પાર કરાવીને અમને તમારા ચરણે બોલાવ્યા છે. હવે ફરીને આ ક્ષુલ્લક, સ્વાર્થમય જગતના ચમકારાથી મોહિત ન થવા દેશો. કૈલાસના જ દર્શનમાં, કૈલાસના જ ધ્યાનમાં અને તમારી જ ભક્તિમાં અમને શાશ્વત લીન રાખશો.

મૂકને પણ વાચા આપનાર અને અમારા જેવા પંગુ સમ દુર્બલ યાત્રીઓને હિમાચલની ઉત્તુંગ પર્વત-શ્રેણીઓ પાર કરાવનાર

(૩૪) તિબેટી વાદકવૃંદ. તિબેટી સંગીત ભારતીય સંગીતમાંથી ઉદ્ભવ્યું છે, પરંતુ તેની શૈલી દૂર પૂર્વના સંગીતને મળતી આવે છે. (પૃષ્ઠ ૪૦)

(૩૫) મણિ-પથ્થરો. તિબેટમાં આવા મણિમંત્ર કોતરેલા પથ્થરો ઘણી ગોમ્પાઓ પાસે જોવા મળે છે. (પૃષ્ઠ ૬૧, ૮૫, ૧૦૨)

અર્ધેન્દુમૌલિ ત્રિપુરારિ અમારી મહ્રુદયની ભાવનાને, પ્રાર્થનાને કેમ નહિ સાભળે ?

સાયકાળ થવા આવ્યો અને અમારે ગોમ્પા પરથી નીચે ઊતરી લ્હા–છુને સામે કાંઠે અમારા તંબુઓ લગાવ્યા હતા ત્યા જવુ પડયુ. દૃશ્યની તથા વાતાવરણની દિવ્યતાની અસર અમારા ઉપર સ્પષ્ટ હતી બ્રહ્મચારીજી, ગણુછોડભાઈ, હુ તથા ગેબીલાલ ખુલ્લા પગે ચાલીને શિખરના સાન્નિધ્યમા ગયા અને એક તાસકમા કર્પૂર સળ ગાવીને ભક્તિભાવથી શ્રી કૈલાસની આરતી ઉતારી, માથે અગરબત્તી વડે ધૂપ કર્યો અને પૂરી ભાવનાથી કૈલાસને આઠે અગ પ્રસારી પ્રણિપાત કર્યો. અલ્મોડા પહોચતા પહેલા માર્ગમા મથુરાથી પૂજ્ય માતાજીએ આપેલા પેંડાનો પ્રસાદ કૈલાસપતિને ધર્યો અને અમારા બધા સહયાત્રીઓમા વહેચ્યો. દરેક યાત્રીએ પોતાની અનુકૂળતા પ્રમાણે બધાને સત્તુ તથા ગોળપાપડી વહેચ્યા સમગ્ર યાત્રીમડળમા આનદ મગલ થઈ રહ્યો અને ત્રિપુરારિ શિવ પણ પ્રસન્ન થયા હોય તેમ ગગનમડળમાથી ધીમી વર્ષા શરૂ થઈ આ પ્રદેશમા વર્ષા તે કરા તથા બરફની જ હોય એટલે અમારે અમારા તબુઓમા છુપાઈ જવુ પડયુ અને થોડા જ વખતમા ભૂમિ અને તબુઓ હિમાચ્છાદિત બની ગયા ગેબીલાલે ટકોર કરી કે ‘આજે તો બધા તબુઓ પણ નાનકડા કૈલાસ બની ગયા છે!’ રાત સુધીમા તો પારો હિમ–બિંદુ (Freezing–Point)થી પણ નીચે ઊતરી ગયો, અને અમે ‘रात्रौ चिबुकसमर्पितजानु’ બનીને મૂઈ રહ્યા.

આ સ્થળની શોભા એવી તો અવર્ણનીય છે કે યાત્રીને એક દિવસ વધારે રોકાઈ જવા મન થાય છે આમ કરવાથી કૈલાસદર્શનનો તથા સ્થળની દિવ્યતાનો પૂરો લોભ લઈ શકાય છે, અને સ્થિર, નિર્મલ, પ્રશાત ચિત્તે આખો દિવસ ધ્યાનમા, ઈશ્વરભજનમા અથવા તો સૃષ્ટિની અપ્રતિમ શોભા નીરખવામા ગાળી શકાય.

જે યાત્રીઓ આ રીતે દિરફુક–ગોમ્પા પાસે એક દિવસ માટે વધારે રોકાઈ જાય છે તેઓ બે માઈલ જેટલુ ચઢીને છેક કૈલાસ–શિખરની બેઠક સુધી જઈ આવી શકે છે, જ્યાથી સીધી હિમ–દીવાલ શરૂ થાય છે માર્ગ બધો બરફ તથા હિમ–પ્રવાહો (ગ્લેશિયર્સ) ઉપર થઈને જ છે, પણ અહીની મોહકતા અદ્ભુત અને વિરલ છે.

લ્હા–છુ સ્રોત આસપાસની જગામા ‘ગુગ્ગુલ’ (ગૂગળ?)

નામના નાના છોડવા થાય છે, જેનું લાકડું બહુ સુગંધિત હોય છે અને તિબેટી તેમ જ ભારતીય યાત્રીઓ તેને કૈલાસ-ધૂપ તરીકે લઈ જાય છે.

દિરફુક-ગોમ્પાની પાસે જ પૂર્વ બાજુ એક મોટો કાળમીંઢ ખડક છે, જેની ઉપરની બાજુ ઢાળ પડતી પરંતુ તદ્દન સપાટ છે. તેના ઉપર તિબેટી લોકોનો પરમ પવિત્ર મંત્ર 'ૐ મણિ પદ્મે હું' મોટા અને સ્પષ્ટ અક્ષરે કોરેલો છે.

દિરફુક-ગોમ્પાનું બીજું નામ દિથીન-ફુક ગોમ્પા છે અને ગોમ્પાએ પહોંચવાના માર્ગની બન્ને બાજુએ મણિ-પથ્થરોની નીચી દીવાલો બનાવેલી છે.

પ્રથમથી જ યાત્રીએ પોતાના પ્રવાસનો ક્રમ એવી રીતે ગોઠવવો, જેથી પરિક્રમા દરમ્યાન તેને પૂર્ણિમાનો લાભ મળી શકે. અલ્મોડાથી દિરફુક ગોમ્પા પહોંચતા યાત્રીને સામાન્ય રીતે ૨૫થી ૩૦ દિવસ થાય છે; કારણ કે માર્ગમાં ધારચૂલા, ગર્બ્યાંગ તથા તકલાકોટમાં મજૂરો, તથા યાક વગેરે મેળવવા માટે એકેક-બબ્બે દિવસ રોકાવું પડે છે. આમ અલ્મોડાથી પૂર્ણિમા પછી બે-ત્રણ દિવસે નીકળેલો યાત્રી બીજા માસની પૂર્ણિમા સમયે કૈલાસ-પરિક્રમા-પથ ઉપર હશે અને હિમાંશુની રજનીમાં હિમાચ્છાદિત રજતાચલ કૈલાસનું અદ્ભુત રૂપ જોઈ શકશે.

પૂર્ણિમાને દિવસે સાયંકાલે દિરફુક-ગોમ્પાની અગાસી પરથી એક મનોહર દૃશ્ય જોવા મળે છે. પશ્ચિમ દિશામાં ન્યનરી પર્વતની પાછળ ભગવાન આદિત્ય અસ્ત પામતા હોય છે. દિવસ તથા રાત્રિના યુદ્ધને પરિણામે પશ્ચિમ દિશા રક્તવર્ણી બની ગઈ હોય છે અને રક્તના છાંટા જાણે કે ઉત્તર તથા દક્ષિણ દિશામાં પણ ઊડ્યા છે. પરંતુ હિમાંશુ શશિ, ચંડાંશુ રવિ અદૃશ્ય થાય તે પહેલાં જ પૂર્વ દિશાના પહાડો પાછળથી ઉપર આવે છે અને તપ્ત તથા સંદગ્ધ વાતાવરણને પોતાનાં શીતળ કિરણો વડે શાંત કરે છે.

આ બન્ને રવિ-શશિના પ્રકાશિત ગ્રહો વચ્ચે કૈલાસ-શિખરનું તેજોમય બિંબ કોઈ જુદી જ કાંતિથી ચમકે છે. જાણે કે સૂર્ય-ચંદ્ર વચ્ચે સારી યે પૃથિવી કૈલાસ-પર્વતમાં મૂર્તિમંત બની રહી છે. ઉત્તુંગ કૈલાસ શિખરની બન્ને બાજુએ જાણે કે લટકી રહેલા ઇંદુ-સવિતૃ કવિ માઘની ગિરનાર વિષેની કલ્પના યાદ કરાવે છે. અહીં ગિરનારના

શ્યામ હાથીને સ્થાને કૈલાસનો પવિત્ર[*] શ્વેત વારણ[+] ઊભો હોય તેમ લાગે છે.

દિરફુક ગોમ્પા સમગ્ર યાત્રા–પથનું ઉત્તરતમ બિંદુ છે અને યાત્રામાર્ગ અહીંથી અગ્નિ દિશા તરફ વળે છે. કૈલાસધામ પહોંચીને ભગવાન અર્ધેન્દુમૌલિનાં દર્શન તથા તેમને પ્રણિપાત કર્યાં પછી યાત્રી હવે પાછો વળી રહ્યો છે. યાત્રા–વાટ લ્હા–છુ સ્રોતને ઓળંગી ઉત્તર બાજુથી આવીને કૈલાસને મળેલા એક બરફાની પહાડ પર પૂર્વમાં ચઢવા માંડે છે.

તિબેટમાં દિવસોના દિવસો પથરાળ મેદાનમાં ચાલીને આવેલા યાત્રીને અહીં ભયાનક ખડકો તથા તીક્ષ્ણ પથ્થરો વચ્ચે થઈને ચાલવું પડે છે. અહીં તિબેટી લૂંટારાઓનો ભય પણ હોય છે.

દોઢેક માઈલ ગયા પછી લગભગ સત્તર હજાર ફૂટની ઊંચાઈનું ટાંગ્યુ સ્થાન આવે છે. અહીં સહેજ સપાટ ભૂમિ છે અને ઉનાળામાં કૂણું ઘાસ ઊગે છે. આ સ્થળેથી કૈલાસનું ઈશાન કોણનું અતિ મનોહર દૃશ્ય જોવા મળે છે. (ચિત્ર નં. ૧૮) દિરફુક ગોમ્પા પાસેથી જોવા મળતા કૈલાસના ઉત્તરના દૃશ્યને આ નવું દૃશ્ય બહુ મળતું આવે છે, અને કૈલાસના શિવલિંગ આકારની વધુ પ્રતીતિ આપે છે. છતાં આ દૃશ્યની શોભા કંઈક ઓર જ છે. આ સ્થળે કૈલાસનું દર્શન બીજા બે પહાડો–ચેનરેઝી તથા જમ્બ્યાંગની વચ્ચેથી થાય છે અને અત્યાર સુધી સપાટ તળેટીથી ટોચ સુધી બધી બાજુએ એકસરખી ઊંચી જતી પર્વતની દીવાલ અહીં એક નાની ડુંગરમાળના આકારમાં પૂર્વ તરફ લંબાયેલી છે–જાણે કે વિશ્વેશ્વર મહાદેવે પૂર્વ દિશામાં ઉદય પામી રહેલા ભાસ્કરનું અભિવાદન કરવા પોતાનો વરદ હસ્ત લંબાવ્યો હોય!

કૈલાસનું શિખર ચારે બાજુથી એકસરખું અને પ્રમાણબદ્ધ છે. દરેક દિશાએથી શિખરની સમાનતા અને સૌમ્યતા સ્પષ્ટ તરી આવે છે. દરેક ખૂણા પરથી શિખરનો પિરામીડ જેવો આકાર પ્રતીત થાય છે, છતાં દરેક દિશા પરથી અને દરેક વળાંક ઉપરથી કોઈ નવીન,

+ પવિત્ર: સિયામ વગેરે બૌદ્ધ દેશોમાં સફેદ હાથી બહુ પવિત્ર ગણાય છે.

* મૂળ શ્લોક આ પ્રમાણે છે:

उदयति विततोर्ध्वरश्मिरज्जावहिमरुचौ हिमधाम्नि याति चास्तम् ।
वहति गिरिरयं विलम्बिघण्टाद्वयपरिवारितवारणेन्द्रलीलाम् ।

અકથ્ય શોભા નજરે પડે છે. क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः ’ તે સાચેસાચ કૈલાસને અનુરૂપ લાગે છે.

પરિક્રમાનો સામાન્ય માર્ગ ટાંગ્યુથી ડાબી બાજુએ પૂર્વ દિશામાં દોલ્મા–લા ઘાટ તરફ ઊંચે ચઢે છે, પરંતુ અહીંથી જમણી બાજુએ અગ્નિ દિશા તરફ એક બીજો ઘાટ છે જે વધુ દુર્ગમ છે અને જવલ્લે જ તે માર્ગેથી યાત્રીઓ જાય છે. આ માર્ગ ‘ ખંડો-સંગ્લમ્ ’ પહાડ તથા હિમપ્રવાહને માર્ગેથી જતો હોવાથી તેને ખંડો–સંગ્લમ્-લા (ઘાટ) કહે છે. (ચિત્ર નં. ૨૦) તિબેટી લોકોમાં માન્યતા તથા રિવાજ છે કે જે યાત્રી કંગ-રિપોંછેની બાર પરિક્રમા પૂરી કરે તે જ તેરમી વેળાએ ખંડો–સંગ્લમ્–લાને રસ્તેથી પરિક્રમા કરી શકે. ડોલ્મા-લાના માર્ગ કરતાં આ માર્ગ ટૂંકો છે અને ગૌરીકુંડ વટાવ્યા પછીના પરિક્રમામાર્ગને મળે છે. આ ઘાટ ખૂબ મુશ્કેલ હોવાથી તે માટેની તૈયારી કરીને તથા સાથે જાણીતા ભોમિયાને લઈને જ યાત્રીએ જવું. પણ ખંડો–સંગ્લમ્‌ને માર્ગેથી જનાર યાત્રી દોલ્મા–લા તથા ગૌરીકુંડ બંને ગુમાવે છે, તેથી કૈલાસની પ્રથમ વાર પરિક્રમા કરનાર યાત્રીએ તો દોલ્મા-લાના ધોરી માર્ગે થઈને જ જવું યોગ્ય છે.

ટાંગ્યુથી માર્ગ ફરીથી અગ્નિ દિશામાં ઊંચે ચઢે છે. એક માઈલ આગળ ગયા પછી શિવાછલ–તુહુપ સ્થાન આવે છે. સાક્ષાત્ કૈલાસનાં દર્શન કરીને તથા શિખરની પરિક્રમા કરીને ધન્ય બનેલો યાત્રી પોતાના ઘર તથા સંસાર તરફ પાછો વળી રહ્યો હોવા છતાં હવે પછીથી જાણે પોતાનું જીવન નવેસરથી જ જીવવાનો નિશ્ચય કરે છે. દિરફુક–ગોમ્પાથી પાછા ફરી રહેલા યાત્રીના હૃદયમાં આવી ભાવના સહેજે ઉત્પન્ન થાય છે અને તેથી તિબેટી યાત્રીઓમાં એવો રિવાજ પડી ગયો છે કે આ શિવાછલ–તુહુપ સ્થાન પાસે તિબેટી યાત્રી પોતે મૃતપ્રાયઃ થઈ ગયો હોય તેમ લાંબો થઈને સૂઈ જાય છે અને થોડીક વાર પછી પોતાનો નવો અવતાર થયો હોય–નવું જ જીવન સાંપડ્યું હોય તેમ ઊઠીને ‘ કંગ–રિંપોછે ’ને પ્રણામ કરીને પોતાનું નવું (શેષ) જીવન નિર્મળ, પવિત્ર રીતે ગાળવાનો સંકલ્પ કરે છે. ઘણીવાર તિબેટી યાત્રી પોતાનાં જૂનાં વસ્ત્રો અહીં ફેંકી દઈને નવાં પહેરે છે અને પોતાના દાંત તથા વાળ પણ કાપીને અહીં નાખે છે.

શિવાછલ–તુહુપથી અડધો માઈલ ઊંચે ચઢ્યા પછી યાત્રી ‘ દિક્‌પા–કર્ણક ’ સ્થાન પર આવે છે. આ સ્થળે એક ખડક ઊભો છે, જેની નીચે સહેજ પોલાણ છે. તેની નીચે થઈને કોઈ પાતળો માણસ

(૨૧) દોલ્મા-લા ઘાટ(૧૮૬૦૦ ફૂટ)ની ઉપર આવેલો એક શ્વેતામ્બર પહાડ. (પૃષ્ઠ ૫૯)



(૨૨) સાખુ-શિખર. સરહદના રખેવાળ સમો આ પર્વત તથા તેનો હિમપ્રવાહ નેપાલ-તિબેટની સરહદ પરના ટીંકર ઘાટ પાસે આવેલા છે. (પૃષ્ઠ ૧૧૦)

-સૂતોસૂતો, શરીર ઘસતો નીકળી જઈ શકે છે. તિબેટી લોકોની માન્યતા પ્રમાણે આ ખડક તે પાપ-પુણ્યનો કસોટી-પથ્થર છે અને જે યાત્રી આ ખડક નીચેથી જઈ શકે તે જ નિષ્પાપી અને પુણ્યશાળી. આ કદાચ તિબેટી લોકોનો એક નવો વહેમ લાગશે, પરંતુ પોતાના જ શરીરશ્રમ વડે જીવન ગુજારનાર નિષ્પાપી મનુષ્ય તેની નીચેથી નીકળી જઈ શકશે, જ્યારે ગાદી-તકિયે બેસીને બીજા શ્રમજીવીઓની મહેનત ઉપર જીવનારા સ્થૂલદેહી નહીં જઈ શકે.

દિરૂપા-કર્ણુક પાસેથી કૈલાસનું દર્શન થાય છે, પરંતુ આગળ જતાં દોલ્મા-લા તથા ગૌરીકુંડ પાસેથી તે નથી થઈ શકતું. અહીંથી એક-દોઢ માઈલની સખત સીધી ચઢાઈ પછી યાત્રી દોલ્મા-લા ઘાટ પર આવી પહોંચે છે. દિરફુક-ગોમ્પાથી દોલ્મા-લા સુધીનો પથ ફક્ત ચાર માઈલનો જ હોવા છતાં આખી યે યાત્રામાં વધુમાં વધુ ઊંચાઈનો અને દુષ્કર છે. ચાર માઈલમાં યાત્રી બે હજાર બસો ફૂટ ઊંચે ચઢે છે. સાડાસોળથી સાડાઅઢાર હજાર ફૂટની ઊંચાઈ ઉપર હવા ખૂબ જ પાતળી હોય છે અને યાત્રીને પૂરતો પ્રાણવાયુ લેવા માટે ઊંડા શ્વાસોચ્છ્વાસ લેવા પડે છે. કેટલાક યાત્રી ઘોડા કે ઝબ્બુ જેવું વાહન રાખે છે, પરંતુ પગે યાત્રા કરનાર આ સૌથી વિકટ ચઢાઈમાં ઘણીવાર નાહિંમત બની જાય છે અને દરેક ડગલે હાંફે છે. તિબેટની જ પાતળી હવા તથા પહાડી મુલકમાં રહેનારાં યાક-ઝબ્બુઓ પણ અહીં થાકે છે.

દોલ્મા-લાની ઊંચાઈ ૧૮,૬૦૦ ફૂટ છે અને સમગ્ર યાત્રામાર્ગમાં આ સ્થાન ઊંચામાં ઊંચું છે. (ચિત્ર નં. ૨૧) બીજા ઘાટની જેમ અહીં પણ યાકના વાળનાં દોરડાં તથા ધજા-પતાકાઓ બાંધેલાં હોય છે. ઘાટ ઉપર એક મોટો ખડક છે, જેમાં 'દોલ્મા' દેવી મૂર્તિમંત થયાં છે એમ મનાય છે અને તિબેટી યાત્રીઓ તેની વંદના તથા પરિક્રમા કરે છે. દોલ્મા એ બૌદ્ધ દેવી તારાનું ટિબેટી નામ છે. ખડક ઉપર પણ પતાકાઓ બાંધેલી છે અને ખડકની નાની બખોલમાં તિબેટી યાત્રીઓ પોતાના વાળ તથા દાંત તોડીને નાખે છે અને આમ કષ્ટ વેઠીને પોતાનાં પાપ દૂર કરે છે.

દોલ્મા-લાના મથાળેથી પરિક્રમામાર્ગ હવે નીચે ઊતરે છે અને અહીંથી જ, બસો ફૂટ નીચે આવેલા પ્રસિદ્ધ ગૌરીકુંડનું દર્શન થાય છે. ગૌરીકુંડ સુધીનો રસ્તો પા માઈલનો જ છે, પરંતુ પથ્થરો વચ્ચે થઈને એકસરખો ઉતાર છે.

કૈલાસને જ પોતાનું નિવાસસ્થાન બનાવીને રહેલા ભગવાન્

શંકરનાં અર્ધાંગના ગૌરી રોજ પ્રાતઃકાલે આ સરોવરમાં સ્નાન કરે છે એવી પુરાણપ્રસિદ્ધ માન્યતા છે અને તેથીજ આ મનોહર સરોવરનું નામ ગૌરીકુંડ પડ્યું છે.

૧૮,૪૦૦ ફૂટની ઊંચાઈએ આવેલો ગૌરીકુંડ એક કુંડ નહીં પણ એક નાનકડું સુંદર સરોવર છે. મોટી કેરીના જેવો ગોળ તેનો આકાર છે અને તે લગભગ પોણો માઈલ લાંબું અને અડધો માઈલ પહોળું છે. આટલી ઊંચાઈ ઉપર અને આટલી ઠંડીમાં ગૌરી-કુંડનું પાણી લગભગ બારેમાસ થીજેલું રહે છે અને અંદર ખૂબ જ ઠંડું પણ પ્રવાહી જળ હોય છે, જ્યારે સપાટી તો જાણે હિમનો એક ધોળોફૂલ ગાલીચો!

ગૌરીકુંડમાં પાછળના પહાડો ઉપરથી વારંવાર બરફની શિલાઓ અને ભંગાર (avalanches) તૂટી પડીને ધસી આવે છે અને આ હિમકુંડને વધુ હિમમય કરે છે. શંકર-પાર્વતીએ સ્વયં સ્નાન કરીને પુનિત કરેલા આ સરોવરમાં નાહવાનો જિંદગીભરનો આ એકમાત્ર અવસર યાત્રી કેમ જતો કરે? પરંતુ ૧૮,૪૦૦ ફૂટની ઊંચાઈએ તિબેટની ભયાનક ઠંડીમાં આ શીતલતમ, હિમમય જળમાં ડૂબકી મારવાની હિંમત કોણ કરી શકે? યાત્રી જે અડગ શ્રદ્ધા અને દૃઢ સંકલ્પથી પોતે આ દુષ્કર વિકટ યાત્રાએ નીકળ્યો હતો તેને યાદ કરે છે, પોતાની બધી જ સહિષ્ણુતા તથા વીરતા એકઠી કરે છે અને હૃદયની ક્ષુદ્ર દુર્બલતા તજે છે. પોતાની લોખંડી અણીવાળી લાકડીથી કે કુંડ-કિનારાના પથરા બરફ-સપાટી પર જોરથી મારીને ગાબડાં પાડી 'જય-શંકર' તથા 'ૐ नमः शिवाय'-ના ઘોષ સાથે ડૂબકી મારે છે. સામટા હજાર વીંછીના ડંખ જેવો અનુભવ થઈ તેનાં અંગે અંગ અને લોહી થીજી જતાં લાગે છે. કિનારે ઊભેલા સહયાત્રીઓ તેને કુંડ બહાર ખેંચી કાઢે છે અને તેનું શરીર લૂછી નાખી ગરમ ધાબળાઓ ઓઢાડે છે. થોડી પળો પછી તેનામાં ચેતન આવે છે, નવી જ સ્ફૂર્તિ આવે છે અને તે પોતાના સાથીઓને કુંડના ગાબડામાં ઝંપલાવી એક પછી એક સ્નાનનું પુણ્ય લેવા હિંમત આપે છે (ચિત્ર નં. ૨૩).

ગૌરીકુંડને તિબેટી લોકો ડુકી-ઝીંગબુ કહે છે અને અહીંથી માર્ગ અગ્નિ દિશા તરફ એકદમ સીધો નીચે ઊતરે છે. આવી તદ્દન સીધી અને એકસરખી ઉતરાઈ યાત્રા દરમ્યાન ભાગ્યે જ બીજે આવે છે; અને બોજ વહી જનારાં યાક પરનો અસબાબ મોટા ખડકો વચ્ચે



(૨૩) ગૌરી-કુંડ. આ નાનું સરોવર ૧૮૪૦૦ ટની ઊંચાઈએ આવેલું છે અને બારે માસ તેના ઉપર બરફનું પડ જામેલું રહે છે.
અધ્યાત્મ યાત્રીઓ આ બરફનં . . . સ્નાન કરે છે. (પૃષ્ઠ ૬૦)

થઈને જતી પગવાટ પર ઊતરતાં બાજુના પથ્થરો સાથે અથડાઈ ભાંગે-તૂટે છે. યાત્રીને તો આ માર્ગ પગે ચાલીને જ ઊતરવો પડે છે. દોલ્મા-લા ઘાટ ઓળંગી ગૌરીકુંડમાં સ્નાન કર્યા પછી યાત્રીઓ સફળ યાત્રાની ખુશાલીમાં એકબીજાને સત્તુ અથવા ગોળપાપડી વહેંચે છે.

ગૌરીકુંડથી અઢી માઈલના સખત ઉતાર પછી 'શાપજે ડાક-ડોક' સ્થાન આવે છે, જ્યાં એક ખડક ઉપર ભગવાન બુદ્ધનાં ચરણ-ચિહ્ન છે એમ મનાય છે. પરિક્રમામાર્ગ હજુ વધુ નીચે ઊતરે છે અને 'લ્હામ-છુઠીર-છુ' તથા 'ખંડો-સંગલમ-છુ' સ્રોતોને કાંઠે થઈને દક્ષિણ દિશા તરફ વળે છે. અહીં પૂર્વ દિશામાંથી વહી આવતી 'ટૉપછેન-છુ' નદી 'લ્હામ-છુઠીર-છુ'ને મળે છે. અંતે ગૌરીકુંડથી સવાનવ માઈલ ચાલ્યા પછી યાત્રીઓ ઝુથુલ-ફુક ગોમ્પા પર આવી પહોંચે છે.

ઝુથુલ-ફુક ગોમ્પા પહોંચતા પહેલા યાત્રા-પથની જમણી બાજુએ અનેક મણિ-પથ્થરોની બનાવેલી લાંબી નીચી દીવાલો આવે છે. બીજાં સ્થળોએ નજરે પડતા મણિ-પથ્થરો કરતાં અહીંના મણિ-પથ્થરો વધારે ઘાટીલા છે અને તેમના ઉપર મણિ-મંત્ર સ્પષ્ટ રીતે અને બહુ સુંદર અક્ષરે કોતરેલો મળે છે. કેટલીક વાર પથ્થર ઉપર મણિ-મંત્રનો એક જ અક્ષર મોટા આકારમાં લખ્યો હોય છે, તો કેટલીક વાર મજબૂત, કાળા, મોટા પણ પાતળા પડના સ્લેટ-પથ્થર ઉપર મણિ-મંત્ર મોતીના દાણા જેવા અક્ષરોથી અનેકવાર કોતરેલો મળી આવે છે (ચિત્ર નં. ૩૫).

તિબેટના વિખ્યાત સંત મિલારેપે ઝુથુલ-ફુક ગોમ્પા ચમત્કારથી ઊભી કરી હતી એમ મનાય છે. ગોમ્પાની અંદર મિલારેપની મૂર્તિ ઉપરાંત એક છ-સાત ફૂટ લાંબો પથ્થરનો દંડ છે, જે મિલારેપની લાકડી હતી એમ તિબેટી લોકો માને છે. ગોમ્પાની પછીતે પહાડ ઊભો છે તેથી અહીંથી કૈલાસનું દર્શન થતું નથી.

ઝુથુલ-ફુક ગોમ્પાથી ચાર માઈલ વધુ નીચે ઊતર્યા પછી માર્ગના ત્રણ ફાંટા પડે છે. એક પગવાટ પશ્ચિમ દિશામાં દરચેન પાછી ફરે છે, અને દરચેન ઉપર જ પરિક્રમા પૂર્ણ કરવા ઇચ્છતા યાત્રીઓ તે માર્ગે

જાય છે. કુગુક-કુંગથી દરચેન લગભગ છ માઈલ દૂર છે. ત્રીજી પગવાટ નીચે ઊતરીને દક્ષિણ દિશામાં ન્યુ-ગોમ્પા તરફ જાય છે. જે યાત્રીઓ ખીહમ તથા જ્ઞાનિમાને માર્ગેથી આવીને દરચેન અથવા ન્યનરી-ગોમ્પાથી કૈલાસ-પરિક્રમા શરૂ કરીને પાછા વળતાં માનસ તથા રાક્ષસતાલ વચ્ચે થઈને તકલાકોટ તથા અલ્મોડા રસ્તેથી પાછા ફરવા ઈચ્છતા હોય તે આ માર્ગે ન્યુ-ગોમ્પા તથા પછી ગુસુલ-ગોમ્પાને રસ્તે તકલાકોટ તરફ જઈ શકે છે. પરંતુ જે યાત્રીઓ કૈલાસની જેમ જ માનસરોવરની પણ પૂરી પરિક્રમા કરવા ઇચ્છતા હોય તેઓ કુગુક-કુંગથી નીચે ઊતરીને અહિ પૂર્વે જતી પગવાટે માનસરોવરના કાંઠા ભણી વળી જાય છે. કુગુક-કુંગથી છંગજા-ગંગને રસ્તે ન્યુ-ગોમ્પા સત્તર માઈલ થાય છે.

કૈલાસ-માનસ બેઉની પૂરી પરિક્રમાનો માર્ગ છંગજા-ગંગને રસ્તે માનસરોવરની ઉત્તરે આવેલી ટેકરીઓમાં છ-સાત નાના સોતોને ઓળંગતો માનસના ઈશાન ખૂણા પાસે સરોવર-તટે પહોંચે છે અને ન્યનરી-ગોમ્પાની દક્ષિણે માનસરોવરના સામાન્ય પરિક્રમા-માર્ગને મળી જાય છે (ચિત્ર નં. ૨૪).

કુગુક-કુંગથી દરચેન જતી પગવાટે ત્રણેક રસ્તેથી એક વાટ જમણે હાથે ફંટાઈને થોડેઊંચે ઞાંગટા-ગોમ્પા પહોંચે છે. આ ગોમ્પામાં પ્રાચીન હસ્તલિખિત ગ્રંથોનો મોટો સંગ્રહ છે, પણ થાકેલા યાત્રીઓ પરિક્રમા પૂરી થવા આવેલી હોવાથી મોટે ભાગે ત્યાં જતા નથી.

પરિક્રમા-માર્ગ તો છંગજા-ગંગથી પશ્ચિમ તરફ ઞાંગ-છુ તથા દરચેન-છુ (ઉમા-છુ) ઓળંગીને દરચેન આવી પહોંચે છે અને અહીં કૈલાસ-પરિક્રમા પૂરી થાય છે.



(૨૪) કૈલાસથી માનસરોવર જતાં અગ્નિ દિશાએથી શિખરની ટોચ દેખાય છે. ( પૃષ્ઠ ૬૨ )

(૨૫) માનસરોવરનો પૂર્વ કિનારો. અહીંથી એક માર્ગ સેરાલુંગ ગોમ્પા જાય છે. ( પૃષ્ઠ ૭૩ )

# કૈલાસ

સમસ્ત વિશ્વનું મધ્યબિંદુ ગણાતો મેરુ સમ કૈલાસ પર્વત હિમાલયની ઉત્તુંગ ગિરિમાલાને પાર 'બૃહદ હિમાલય'–વિસ્તાર-(Trans-Himalayas)માં આવ્યો છે.

હિંદુઓને મન મહાદેવ શંકર તથા પાર્વતીનું સદન કૈલાસ-યાત્રાનું પરમ ધામ ગણાય છે અને મૃત્યુ પછી પણ શિવ–સાન્નિધ્યમાં રહેવા ઇચ્છનારાઓ 'કૈલાસવાસી' થયા કહેવાય છે.

પ્રાગૈતિહાસિક સમયથી કૈલાસ પર્વત તથા તેને આંગણે આવેલા માનસરોવરની અદ્ભુત શોભાએ સંસારના માનવીને આકર્ષ્યા છે અને હજારો વર્ષથી તેમનાં નામ આપણાં પુરાણો, લોકવાર્તાઓ તથા દંતકથાઓમાં હમેશને માટે વણાઈ ગયાં છે. કાલિદાસ જેવા મધ્યકાલીન મહાકવિઓએ પણ કૈલાસ–માનસનું અપ્રતિમ સૌંદર્ય મુક્તકંઠે વર્ણવ્યું છે.

કૈલાસના દર્શને ચંચલમાં ચંચલ મનોવૃત્તિઓ પણ પ્રશાંત બનીને વિશ્વ–નિયંતા કૈલાસપતિ સાથે તાદાત્મ્ય સાધે છે; વિકૃતમાં વિકૃત વાસનાઓ અને વિકારો શમી જઈ, સાગરમાં પ્રવેશતા જલ-પ્રવાહની જેમ કૈલાસ–માનસના દિવ્ય અને અપાર્થિવ વાતાવરણમાં લીન થઈ જાય છે.

કૈલાસનું હિમાચ્છન્ન શિખર સાગરસપાટીથી ૨૨૦૨૮ ફૂટ ઊંચું છે. તિબેટના સપાટ પ્રદેશમાં અને નિર્મળ વાતાવરણમાં એંશી માઈલ દૂર આવેલા નેપાલ–તિબેટની સરહદ પરના ટીંકર–ઘાટથી પણ સ્વચ્છ દિવસે કૈલાસનું દર્શન થઈ શકે છે.

પૃથ્વી પરની સૌથી ઊંચી પર્વતમાલા હિમાલયમાં ઉત્તુંગ, ગગન-

ભેદી પર્વત-શૃંગોની ખોટ નથી. ગૌરી-શિખર (એવરેસ્ટ), ગોડવીન ઑસ્ટીન, નંગા-પર્વત, કાંચનજંઘા, ધવલગિરિ અને નંદાદેવી જેવાં અતિ ઊંચાં શિખરો ઉપરાંત વીસ હજાર ફૂટથી વધુ ઊંચાં સેંકડો શિખરો જે હિમાલયમાં આવેલાં છે, ત્યાં એકલા કૈલાસનો મહિમા આટલો બધો કેમ હશે? એના શિવલિંગ સમા ઘાટીલા અને ચોમેરથી પ્રમાણબદ્ધ શિખરનો આકાર અવનિ પર અપ્રતિમ છે. જોનારને લાગે કે પ્રાચીન મિસરના ખેદીવ શિલ્પકારોએ તેમનાં પિરામીડોનો ઘાટ આ કૈલાસ શિખર ઉપરથી તો નહીં લીધો હોય! આપણાં દેવમંદિરોનાં શિખરોના ઘાટ-આકાર પણ મૂળ કૈલાસ પર્વત ઉપરથી જ આવ્યા હશે.

યુરોપના અનેક પર્વત-પ્રેમીઓએ પણ કૈલાસની મોહકતા તથા શોભાની મુક્ત કંઠે પ્રશંસા કરી છે અને તેને 'દેવોનું સિંહાસન' એવું બહુ અનુરૂપ બિરુદ આપ્યું છે.

હિંદુઓ માટે પવિત્રતમ તીર્થસ્થાન ગણાતું કૈલાસ બધા જ બૌદ્ધ-ધર્મીઓ માટે પણ પરમપવિત્ર મનાય છે અને દરેક તિબેટવાસી જીવનમાં એક વખત તો કૈલાસની યાત્રા કરવાની અભિલાષા રાખે જ છે.

કૈલાસનું તિબેટી નામ છે 'કંગરિમ્પોછે' એટલે 'હિમનું રત્ન.' હિંદુઓ જેમ કૈલાસને શિવ-પાર્વતીનું નિવાસસ્થાન માને છે, તેમ તિબેટના લોકો કંગરિમ્પોછેને ભગવાન બુદ્ધ તથા પાંચસો બોધિસત્ત્વોનું રહેઠાણ માને છે. તિબેટી લોકો પણ કૈલાસને વિશ્વનું મધ્યબિંદુ ગણે છે અને ખૂબ જ શ્રદ્ધાપૂર્વક તેની પ્રદક્ષિણા કરે છે.

હિંદુઓની જેમ લગભગ બધા જ તિબેટી લોકો કૈલાસ તેમ જ બધાં ધાર્મિક સ્થાનોની પરિક્રમા ડાબેથી જમણે (Clockwise) કરે છે. એક બોન પંથવાળા તેથી ઊલટી રીતે કરે છે.

કૈલાસની પરિક્રમા બત્રીસ માઈલની છે. હિંદુ યાત્રીઓ મોટે ભાગે પગે ને જૂજ વ્યક્તિઓ ઘોડા અથવા યાક ઉપર બેસીને કરે છે. પરંતુ અતિ શ્રદ્ધાળુ તિબેટી યાત્રીઓ તો આ લાંબી દુષ્કર પરિક્રમા દરેક ડગલે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતાંકરતાં પૂરી કરે છે, જેમાં એક મહિનો લાગે છે. પથ્થરો, તીક્ષ્ણ ખડકો કે કારમા હિમ-પાતની

પરવા કર્યા વિના આ શ્રદ્ધાધન યાત્રીઓ શરીર ઘસતાં ભક્તિપૂર્વક પ્રદક્ષિણા પૂરી કરે છે અને ભવોભવનાં પાપોના નિવારણ સાથે જીવન-ની કૃતકૃત્યતા અનુભવે છે.

તિબેટી ભાષામાં કંગરિમ્પોછે (કૈલાસ) ઉપર એક પુરાણ લખાયેલું છે. તેનું નામ છે 'કંગરી કરછક.' તેની બે આવૃત્તિઓ બહાર પડે છે—એક કૈલાસની ઉત્તરે આવેલી દિરફુક–ગોમ્પા તરફથી અને બીજી ગેંગટા–ગોમ્પા તરફથી. પ્રાચીન પદ્ધતિ અનુસાર તેના લખાણનાં બીબાં બનાવીને તેની નકલો છપાય છે અને કૈલાસની યાત્રાએ જતા તિબેટીઓ તેને ગોમ્પામાંથી મેળવે છે.

તિબેટી ધર્મ પ્રમાણે 'કંગરિમ્પોછે'ના અધિષ્ઠાતા દેવનું નામ છે 'ડેમછોગ' અને 'કંગરી કરછક' પુરાણમાં તેમની પ્રતિભા તથા સિદ્ધિઓ વિષે લાંબું વર્ણન છે. આ વર્ણન તથા તિબેટની અનેક ગોમ્પાઓમાં સંગ્રહીત ધાર્મિક ચિત્રોમાંના ડેમછોગ દેવ આપણા દેવાધિ-દેવ શંકર સાથે બહુ જ મળતા આવે છે.

તિબેટી દેવ 'ડેમછોગ' માથે જટા રાખે છે અને ગળામાં ખોપરીનો હાર પહેરે છે. ડેમછોગને બાર હાથ છે. એક હાથમાં ડમરુ છે અને એક હાથમાં ત્રિશૂલ પણ છે. તેમને ત્રણ ચક્ષુઓ છે અને તેમના પગ નીચે એક રાક્ષસ પણ દબાયેલો પડ્યો છે.

શંકર-પાર્વતીની જેમ ડેમછોગનાં સહચરી છે દેવી 'દોર્જે–ફાંગમો.' તે શક્તિનાં પ્રતીક ગણાય છે. પુરુષ તથા પ્રકૃતિને મૂર્તિમંત કરતું આ દેવ–યુગલ આલિંગન(યબ–યુમ)–મુદ્રામા આલેખાયેલું જોવા મળે છે. વળી ઘણાં ચિત્રોમાં શિવ–તાંડવની યાદ આપતા હોય તેમ ડેમછોગ રૌદ્ર સ્વરૂપે ઊભેલા હોય છે અને તેમની આસપાસ વહ્નિની જ્વાળાઓ પણ ચિત્રિત હોય છે.

કૈલાસ જૈનોનું પણ પરમપવિત્ર ધામ ગણાય છે. તેઓ તેને 'અષ્ટાપદ' માને છે અને જૈનધર્મના પ્રથમ તીર્થંકર તથા આદ્ય સ્થાપક આદિનાથ ઋષભદેવે આ સ્થળે નિર્વાણ પ્રાપ્ત કર્યું હતું એમ મનાય છે.

કૈલાસની પરિક્રમા રૂઢિ પ્રમાણે દરચેનથી શરૂ થઈ દરચેન પાસે

પૂરી થાય છે.

કૈલાસ પર્વતની દક્ષિણે તળેટીમાં દરચેન આવેલું છે અને તેની ઊંચાઈ ૧૫,૪૦૦ ફૂટ છે. બરખાના સમગ્ર મેદાનથી તે કાંઈક ઊંચું હોવાથી દરચેનથી દક્ષિણ દિશામાં આખા મેદાન-પ્રદેશનું સુંદર દૃશ્ય જોવા મળે છે. બરખાના વિશાળ મેદાનની પાર માનસ-રાક્ષસ સરોવરો પથરાયાં છે અને તેમને પાર ગુર્લા-માંધાતાનો રૂપેરી હિમાદ્રિ આકાશ ચીરતો ઊભો છે.

કૈલાસની પરિક્રમા દરચેનથી શરૂ થઈ દરચેન સુધી બત્રીસ માઈલની છે અને તેને પૂર્ણ કરતાં સામાન્ય રીતે ત્રણ દિવસ થાય છે. કેટલાક સશક્ત અને ખૂબ જ ધર્મપરાયણ તિબેટી આ બત્રીસ માઈલની કઠિન પ્રદક્ષિણા એક જ દિવસમાં પૂરી કરે છે અને આવી પ્રદક્ષિણાને ‘નિંગકોર’ કહે છે.

કંગરિમ્પોછેની પ્રદક્ષિણાનું આટલું મહત્ત્વ હોવાથી ધર્મપરાયણ તિબેટમાં દરેક વ્યક્તિ પોતાના જીવનમાં તેની બને તેટલી વાર પરિક્રમા કરવાની અભિલાષા સેવે છે. પરંતુ અશક્ત, વૃદ્ધ અથવા રોગી વ્યક્તિઓ આ કઠિન યાત્રા ન જ કરી શકે તેથી તિબેટી ધર્મમાં તે માટે એક સગવડ રાખેલી છે. જે વ્યક્તિ જાતે આ પ્રદક્ષિણા કરવા અસમર્થ હોય તે બીજી વ્યક્તિ પાસે એકાદ ઘેટું તથા થોડાક સત્તુ આપીને પોતાની વતી અવેજી પ્રદક્ષિણા કરાવી શકે છે. તિબેટી યાત્રીઓ પરિક્રમા દરમ્યાન પોતાના બિન-લાદેલાં યાક-ઝબ્બૂને પણ સાથે ફેરવે છે કે જેથી એ પ્રાણીઓને પણ યાત્રાનું પુણ્ય મળે!

# માનસ

ગિરિવર કૈલાસની દક્ષિણે એક મનોરમ સરો-મિથુન વિસ્તરેલું છે. પૂર્વ બાજુએ આવેલા વિસ્તૃત માનસરોવરના વામ-પક્ષે તેની તન્વાઙ્ગી અર્ધાંગનાની જેમ લાંબું થઈને રાક્ષસ-તાલ સૂતું છે. પરંતુ પૂર્વે આ બંને સરોવરો એક જ હશે અને તેમની ઉત્તરે નીચાણમાં આવેલું બરખાનું વિશાળ મેદાન પણ એક કાળે તે મહાસરોવરનો જ ભાગ હશે એમ માનવાને કારણ છે.

ઐતિહાસિક દૃષ્ટિએ માનવીની પ્રશંસાને પાત્ર થવામાં માનસરોવર એ સૌથી પ્રથમ સરોવર છે અને ભારતનાં પુરાણો તથા અન્ય પ્રાચીન ગ્રંથોમાં માનસરોવરના અનેક ઉલ્લેખ મળી આવે છે. કૈલાસ જેમ પૃથ્વી ઉપરનો પવિત્રતમ પર્વત ગણાય છે, તેમ માનસરોવર પણ નિઃશંક રીતે સૌથી પવિત્ર સરોવર મનાતું આવ્યું છે. માનસરોવર પાસે જ કૈલાસ પર શિવ-પાર્વતીનો નિવાસ છે અને માનસરોવરમાં અનેક રાજહંસોનો વાસ છે એમ આપણી લોકવાર્તાઓ તથા દંતકથાઓ કહેતાં આવ્યાં છે. કૈલાસની યાત્રાએ જનારને માનસ તથા રાક્ષસતાલના કિનારે ઘણે સ્થળે શ્વેત હંસ-બતકો તથા બીજાં પક્ષીઓ જોવા મળે છે અને કોઈવાર તો સરોવરના શાંત પટ ઉપર કોઈ હંસ સહપરિવાર વિહાર કરતો પણ જોવા મળે છે.

માનસરોવરના રાજહંસ મોતીનો ચારો ચરે છે એવી દંતકથા છે. માનસરોવરનું સ્નિગ્ધ, પ્રવાહી કાચ જેવું નિર્મળ અને પારદર્શક જળ તથા તેના તરંગોમાંથી ઊડતાં મોતીના દાણા જેવા જલબિંદુઓ જોઈને પુરાણકાળના કવિને તેવી કલ્પના ઉદ્ભવે તેમાં શું આશ્ચર્ય ?

પશ્ચિમ તિબેટના પુરંગ જિલ્લાના મુખ્ય ગામ તકલાકોટથી આશરે ૩૩ માઈલ ઉત્તરે માનસરોવર વિસ્તરેલું છે. માનસની દક્ષિણે જ ગુર્લા-માંધાતાનો ઉત્તુંગ, મહાકાય પર્વતરાજ આવેલો છે. માનસની પશ્ચિમે તેનું સાથી રાક્ષસતાલ પ્રસરેલું છે તથા ઉત્તર દિશામાં તો રજીતાચલ કૈલાસપર્વત છે.

માનસરોવર સમુદ્રસપાટીથી ૧૪,૯૫૦ ફૂટની ઊંચાઈએ આવેલું છે અને તેનો વિસ્તાર ૨૦૦ ચોરસમાઈલનો છે. માનસરોવર ગોળાકાર હોવાથી તેનો ઘેરાવો ફક્ત ૫૪ માઈલનો છે, જ્યારે રાક્ષસતાલનો વિસ્તાર ૧૪૦ ચોરસમાઈલનો જ હોવા છતાં તેનો કિનારો ખૂબ ખાંચાખૂંચીવાળો છે અને ઘેરાવો ૭૭ માઈલ લાંબો છે. માનસરોવરની મધ્યમાં તેની ઊંડાઈ ૩૦૦ ફૂટની છે.

માનસરોવર અથવા રાક્ષસતાલના વિસ્તૃત જલપટ ઉપર એક-સામટા ત્રણ-ચાર રંગો જોવા મળે છે. એક ખૂણો ઘેરા વાદળી રંગનો હોય છે, તો તેની સામેનો ખૂણો આછા જાંબુડિયા રંગથી શોભતો હોય છે. સરોવરની મધ્યનો જલપટ આસમાની વર્ણનો હોય છે, જ્યારે તેના ઉપર શ્વેત સર્પાકાર પટાઓ એક કિનારાથી બીજા કિનારા સુધી દોડી જતા દેખાય છે.

એક સાંકડો, ટેકરીઓવાળો, લાંબો ભૂમિપટ માનસરોવર, તથા રાક્ષસતાલને જુદાં પાડે છે. ફક્ત તરોશ સ્થાન પાસે આ બે સરોવરો વચ્ચેનું અંતર વધી જાય છે. બંને સરોવરોના ઉત્તર દિશાના સામસામા ખૂણાઓ એક કુદરતી નહેરે સાંધી દીધા છે. એક નાનો જલપ્રવાહ માનસરોવરમાંથી નીકળીને રાક્ષસતાલને મળે છે. પાંચથી છ માઈલ લાંબી આ સરિતા 'ગંગા-છુ' કહેવાય છે અને માનસરોવરનું વધારાનું જલ તે દ્વારા સહેજ નીચાણે આવેલા રાક્ષસતાલમાં વહી જાય છે.

ભારતના શ્રદ્ધાળુ જનસમુદાય માફક તિબેટના બૌદ્ધ લોકો પણ માનસરોવરને બહુ પવિત્ર માને છે અને તેની પરિક્રમા કરે છે. તિબેટના લોકો માનસરોવરને 'છો-મવમ્' કહે છે, અને રાક્ષસતાલને 'લંગક-છો' કહે છે. ભારતના લોકો રાક્ષસતાલને કોઈ વાર 'રાવણ-હૃદ' પણ કહે છે, કારણકે રાક્ષસતાલ પાસે રાવણે તપ કર્યું હતું એવી માન્યતા છે. માનસરોવરને 'માનસ-સરોવર' પણ કહે છે, કારણકે બ્રહ્માએ પોતાના મનોબળથી આ સરોવર ઉત્પન્ન કર્યું એવી પણ એક કથા છે. રાક્ષસતાલમાં બે નાના પણ મનોરમ ટાપુઓ છે. દક્ષિણ કિનારા નજીકના દ્વીપનું નામ છે 'લાચાટો' અને પશ્ચિમ કિનારા પાસે આવેલાનું 'ટૉપ્સેર્મા.'

ભારતના યાત્રીઓ ગંગાજળની જેમ માનસરોવરનું પુનિત જળ પોતાની સાથેના પાત્રમાં ભરી લે છે અને બહુ સાવધાની તથા શ્રદ્ધાપૂર્વક તેને સ્વદેશ લઈ આવે છે. ઘણા યાત્રીઓ માનસના તટ ઉપરના સુંદર રંગબેરંગી ગોળાકાર પથ્થરો પણ પ્રસાદ તરીકે સાથે લઈ આવે છે.

માનસરોવરની પૂર્વે આવેલી ટેકરીઓમાંથી તેમ જ માનસની દક્ષિણે આવેલા માંધાતા પર્વતોમાંથી નીકળતા અનેક જલપ્રવાહ માનસરોવરને મળે છે. ઉનાળામાં તો માનસરોવર સ્ફટિક શા નિર્મળ જળથી ઊછળતું, ઘૂઘવતું હોય છે, પરંતુ શિયાળામાં તેનું પાણી ઠરીને હિમ થઈ જાય છે. દિવાળી પછીથી માનસ-વિસ્તારમાં ઠંડી ખૂબ વધી

જાય છે અને માર્ગશીર્ષની આખરે અથવા પોષ માસની શરૂઆતમાં આખું સરોવર ઠરીને જામી જાય છે. એક વખત જામવા માંડ્યા પછી બે કે ત્રણ જ દિવસમાં તે આખું ઠરીને ઘન બની જાય છે.

હેમંત તથા શિશિર વટાવ્યા પછી વસંતઋતુમાં પણ માનસરોવર થીજેલું જ રહે છે; પરંતુ તેના જાડા બરફના પડની નીચે તળિયે અર્ધ-પ્રવાહી સ્થિતિમાં પાણી હોય છે. વૈશાખ માસ બેસતાં સરોવર પીગળવા માંડે છે અને શરૂઆતમાં તેના છીછરા કિનારા પરનું હિમ ઓગળી જઈને સરોવર-મધ્યના શ્વેત પટની ચારે બાજુએ આસમાની કિનારની જેમ શોભે છે. વૈશાખના બીજા કે ત્રીજા સપ્તાહમાં સામાન્ય. રીતે આખું સરોવર ઓગળીને પ્રવાહી બની જાય છે અને ફરીથી તેના પ્રશાંત ઘેરા નીલપટ ઉપર શ્વેત તરંગો ઉછાળા મારે છે અને ઘુઘવાટ સાથે કિનારા તરફ દોટ મૂકે છે.

રાક્ષસતાલ વિસ્તારમાં નાનું હોવાથી અને તેનો કિનારો લાંબો અને અસમાન હોવાથી તથા તેની દક્ષિણે તિબેટના ઠંડા પવનોને રોકવા માંધાતા જેવા ઊંચા પર્વતો ન હોવાથી તે માનસરોવર કરતાં વહેલું ઠરી જાય છે અને મોડું પીગળે છે. સામાન્ય રીતે રાક્ષસતાલ માર્ગશીર્ષમાં ઠરી જાય છે અને છેક જ્યેષ્ઠ માસમાં ઓગળે છે.

માનસરોવરનો ઘેરાવો છે ૫૪ માઈલનો; પરંતુ તેનો પરિક્રમા-માર્ગ કેટલેક સ્થળે કિનારાથી દૂર થઈને જતો હોવાથી તે ૬૪ માઈલનો થાય છે. માનસની પરિક્રમા દરમ્યાન આઠ બૌદ્ધ ગોમ્પાઓ આવે છે, જેમાં ગુસુલ, સેરાલુંગ તથા ઠુગોલ્હો ગોમ્પાઓ વધુ જાણીતી છે.

કૈલાસની પરિક્રમા જેમ પ્રણાલિકા પ્રમાણે દરચેનથી શરૂ થાય. છે તેવી રીતે માનસરોવરની પરિક્રમા કોઈ નિશ્ચિત સ્થળેથી શરૂ થતી નથી. ગર્બ્યાંગ તથા લીપુ-ઘાટને માર્ગેથી આવતા યાત્રીઓ ગુર્લા-લા ઘાટ પરથી નીચે ઊતરી માનસના નૈઋત્ય ખૂણા પાસે પ્રથમ આવે છે અને ઉત્તરમાં આગળ વધી કૈલાસની પરિક્રમા કરીને સાથેસાથે જ માનસરોવરની પ્રદક્ષિણા પણ કરી લે છે, અને ગુર્લા-લાને રસ્તેથી પાછા ફરે છે; જ્યારે મીલમ તથા ઊંટાધૂરાને માર્ગેથી આવતા યાત્રીઓ જ્ઞાનીમા-મંડી થઈને દરચેન આવે છે અને કૈલાસ-ની પરિક્રમા કરીને સાથે જ માનસરોવરની અર્ધપ્રદક્ષિણા કરે છે અને તકલાકોટ-ગર્બ્યાંગ થઈને પાછા ફરે છે. સામાન્ય રીતે માનસના નૈઋત્ય ખૂણા પાસેથી પરિક્રમા શરૂ થતી હોવાથી માર્ગની આ વિગત ત્યાંથી શરૂ કરીને આપી છે.

# માનસ–પરિક્રમા

તકલાકોટથી કૈલાસ તરફ જતો યાત્રી ગુર્લા–લા ઘાટ ઉપરથી માનસરોવર, રાક્ષસતાલ તથા તેમની ઉત્તરે આવેલા કૈલાસ પર્વતનું દર્શન કરીને નીચે ઊતરે છે અને માનસરોવરના નૈઋત્ય ખૂણા પર આવે છે. અહીં પાસે જ એક પુરાણી ધર્મશાળા( ડોંકંગ )ના અવશેષો પડ્યા છે. આ સ્થળને મોમોડુંગુ અથવા મોમોહુકુ કહે છે. આ સ્થળ પાસે વિશેષ કંઈ નથી, પરંતુ સં. ૨૦૦૫થી આ સ્થાનનું મહત્ત્વ વધ્યું છે. ભગવાન બુદ્ધના અવતાર સમા મહાત્મા ગાંધીજીના દેહાંત પછી તેમની ભસ્મ એક સુંદર પાત્રમાં ઊંચકીને આ બૌદ્ધ દેશમાં લાવવામાં આવી હતી અને આ જ સ્થળ પાસે એક હોડીમાં લઈ જઈને હિંદુઓ તેમ જ બૌદ્ધો સર્વને એકસરખા પૂજ્ય માનસરોવરના પુનિત જલમાં સમર્પિત કરવામાં આવી હતી.

તિબેટ ઉપર પોતાનું વર્ચસ્વ જમાવી બેઠેલી ચીની સરકાર પરવાનગી આપશે તો ભવિષ્યમાં આ સ્થળે ભારત સરકાર અથવા હિંદી યાત્રીઓ કોઈ ગાંધી–સ્મારક ઊભું કરશે. ત્યાં સુધી યાત્રીઓ આ સ્થળ પાસે કૈલાસ, માનસ તથા બાપુને પોતાની શ્રદ્ધાંજલિ અર્પીને પરિક્રમા શરૂ કરવામાં સંતોષ માનશે. આ સ્થળે યાત્રી માનસને કાંઠે પહેલ–પ્રથમ પહોંચતો હોવાથી તેના અતિ શીતળ, પુનિત, નિર્મલ જળમાં સ્નાન કરવા પ્રેરાય છે.

મોમોડુંગુથી પશ્ચિમ દિશામાં પા માઈલ જ દૂર 'ગુપુપ–છો' નામનું નાનું તળાવ છે. પરિક્રમા–માર્ગ અહીંથી આગળ વધીને ઉત્તર તરફ વળે છે અને માનસરોવરને કિનારે-કિનારે આગળ જઈને ચાર માઈલ ઉપર પ્રસિદ્ધ ગુસુલ–ગોમ્પા ઉપર આવી પહોંચે છે.

કૈલાસ જતો મુખ્ય યાત્રામાર્ગ આ રસ્તેથી જઈને ગંગા–છુ સુધી માનસરોવરના કિનારે જ જતો હોવાથી ત્યાં સુધીના માનસ–પરિક્રમા–માર્ગની વધુ વિગત 'યાત્રા–માર્ગ' વિભાગમાં આપેલી છે.

માનસ-પરિક્રમામાં આવતી આઠ બૌદ્ધ ગોમ્પાઓમાં ગુસુલ-ગોમ્પા પ્રથમ છે. તે માનસરોવરની પશ્ચિમે એક ટેકરી ઉપર આવેલી છે અને તેની અગાસી ઉપરથી પ્રાતઃકાળે સૂર્યોદયનું તથા સમગ્ર સરોવરનું અતિ સુંદર દૃશ્ય જોવા મળે છે.

ગુસુલ ગોમ્પાથી આઠ માઈલ દૂર ગંગા-છુ સોત આવે છે. ગંગા-છુ માનસરોવરના વધારાના પાણીને રાક્ષસતાલમાં વહી જનારી સરિતા કે કુદરતી નહેર છે અને તેને ઓળંગીને એક માર્ગ સીધો ઉત્તરમાં બરખાના મેદાનમાં થઈને કૈલાસ તરફ જાય છે, જ્યારે માનસની પરિક્રમાનો માર્ગ પૂર્વ દિશામાં ફંટાય છે. ગંગા-છુથી પા માઈલ જ દૂર એક ઊંચા પહાડની ટોચ ઉપર ચ્યુ-ગોમ્પા આવેલી છે.

ચ્યુ-ગોમ્પાને જ્યુ-ગોમ્પા પણ કહે છે અને માનસરોવરની પરિક્રમામાં તે બીજી ગોમ્પા છે. ચ્યુ-ગોમ્પા માનસના વાયવ્ય કોણ પર આવેલી છે અને તેના અધિષ્ઠાતા દેવ પદ્મસંભવ છે. તિબેટી ભાષામાં 'ચ્યુ'નો અર્થ પક્ષી થાય છે, અને કોઈ ઊંચા સરુ-વૃક્ષની ટોચ ઉપર બેઠેલા એકાકી વિહંગની જેમ આ પહાડની ટોચ પર બાંધેલા આ બૌદ્ધ મઠનું ચ્યુ-ગોમ્પા નામ બહુ સાર્થક લાગે છે. ચ્યુ-ગોમ્પા ઉપરથી પાછળ આવેલા કૈલાસ-શિખરનું, ગોમ્પાની દક્ષિણે વિસ્તરેલા માનસરોવરનું, નૈઋત્ય દિશામાં પ્રસરેલા રાક્ષસતાલનું તેમ જ માનસરોવરની પાર ઊભેલા શ્વેતાંબર માંધાતાનું એમ અદ્‌ભુત દૃશ્ય જોવા મળે છે.

ચ્યુ-ગોમ્પાથી નીચે ઊતરીને યાત્રીને પૂર્વ દિશામાં અડધો માઈલ ચાલ્યા પછી સીધા ઊંચે ચઢવું પડે છે. પોણા માઈલની ચઢાઈ પછી યાત્રી સેમો-ફુક-લા ઘાટને મથાળે આવી પહોંચે છે. અહીં પણ તિબેટી યાત્રીઓએ મણિ-પથ્થરોના બનાવેલા 'લાપછે'ના ઢગ છે, અને અહીંથી પણ કૈલાસ-માનસ તથા ગુર્લા-માંધાતાનું ભવ્ય દૃશ્ય જોવા મળે છે. સેમો-ફુક-લાથી પગવાટ ત્રણ માઈલ ઊતરીને ચેરકીપ-ગોમ્પા પર આવે છે.

ચેરકીપ-ગોમ્પા માનસ-પરિક્રમામાં ત્રીજી ગોમ્પા છે. તે સરોવરના કિનારા પાસે જ આવેલી છે. આ ગોમ્પા બહુ નાની છે અને તેમાં કશી વિશેષતા નથી. ગોમ્પા ઉપરથી કૈલાસનું દૃશ્ય જોવા મળે છે. ચેરકીપ-ગોમ્પાથી એક માઈલ પૂર્વમાં આગળ વધીને યાત્રી

'તસૌલુંગ' સ્થાન પર આવે છે. અહીં મણિ-પથ્થરોની એક લાંબી નીચી દીવાલ છે. પરિક્રમા-માર્ગ અહીં સરોવરથી સહેજ છૂટો પડી સાડાત્રણ માઈલ ઉપર 'લંગપોના-ગોમ્પા' પર આવે છે.

માનસ-પરિક્રમામાં આ ગોમ્પા ચોથી છે અને માનસના કિનારાથી સહેજ દૂર આવેલી છે; પરંતુ અહીંથી પણ કૈલાસનું દર્શન થાય છે. લંગપોના-ગોમ્પા કાશ્મીરના લદ્દાખ પ્રાંતના મુખ્ય બૌદ્ધ મઠ હેમીસ-ગોમ્પાના અધિકાર નીચે છે અને ગોમ્પાના મંદિરમાં અન્ય તિબેટી દેવોની મૂર્તિઓ સાથે શાક્ય-મુનિ બુદ્ધની મૂર્તિ પણ છે. ગોમ્પાની દક્ષિણે એક પહાડ ઉપર હાથીના દાંત જેવો લાંબો ખડક છે, જેને લંગપોના કહે છે અને ગોમ્પાનું 'લંગપોના-ગોમ્પા' નામ તેના પરથી પડયું છે.

ગોમ્પાની પૂર્વ બાજુએ વહેતી ગ્યુમા-છુ સરિતાને ઓળંગીને માર્ગ વધુ પૂર્વ તરફ જાય છે. આ બધો વિસ્તાર બરખાના વિશાળ મેદાનનો જ પૂર્વ બાજુનો ભાગ છે અને મેદાનના બીજા પ્રદેશની માફક અહીં પણ બધે ઉનાળામાં કૂણું ઘાસ ઊગે છે તેથી કેટલાં ય તિબેટી ભરવાડ કુટુંબો પોતાનાં ઘેટાં-બકરાં તથા યાક ચરાવતાં અહીં પડ્યાં હોય છે. ઘણીવાર કિયાંગ(જંગલી ઘોડાઓ)નાં ટોળાં રખડતાં જોવા મળે છે.

લંગપોના-ગોમ્પાથી આઠ માઈલ દૂર ઈશાન દિશામાં ચોનરી-ગોમ્પા આવે છે. ચોનરી ગોમ્પા માનસની પાંચમી ગોમ્પા છે અને તે સરોવરથી છ-સાત માઈલ દૂર એક ઊંચાણવાળી જગા ઉપર આવી છે. માનસરોવર ૧૪,૯૫૦ ફૂટની ઊંચાઈએ આવેલું છે, જ્યારે ચોનરી-ગોમ્પા ૧૬,૦૦૦ ફૂટની ઊંચાઈએ આવી છે. ચોનરી-ગોમ્પા ઉપરથી આખા માનસરોવરનું તથા તેને પાર આવેલા માંધાતા પર્વતોનું મનોહર દશ્ય જોવા મળે છે. ચોનરી-ગોમ્પા પાછળ ચોનરી પર્વત આવેલો છે, જે ૧૯,૫૫૪ ફૂટ ઊંચો છે અને તેનું શિખર બારેમાસ બરફથી ઢંકાયેલું રહે છે.

ચોનરી પર્વત તથા માનસરોવરની વચ્ચે માનસના કિનારા પાસે જ બીજાં ત્રણચાર..નાનાં સરોવરો આવેલાં છે, જેમાં કુકીંલ-છુંગો, શામ-છો તથા ડીંગ-છો મુખ્ય છે. પૂર્વે આ નાનાં સરોવરો માનસરોવરનો જ ભાગ હશે. તિબેટી માન્યતા પ્રમાણે કુકીંલ-છુંગો દેવોનું સરોવર છે અને યાત્રીએ માનસની પરિક્રમા કરતાં કુકીંલ-છુંગોની

પણ સાથે જ પ્રદક્ષિણા કરવી તેવી પ્રણાલિકા છે. વળી આ નાનાં સરોવરો તથા માનસ વચ્ચેનો સાંકડો વિસ્તાર નાનાં ખાબોચિયાં તથા કાદવથી છવાયેલો છે તેથી યાત્રીને સહેજ મોટું ચક્કર લઈને માન-સરોવરની પરિક્રમા સાથેસાથે આ નાનાં સરોવરોની પણ પ્રદક્ષિણા કરવી સુગમ પડે છે.

પોનરી-ગોમ્પાથી પરિક્રમા-માર્ગ દોઢ માઈલ નીચે ઊતરીને કોજીન-છુગો સ્થળ પર આવે છે. પોનરી-ગોમ્પાથી માર્ગ દક્ષિણા-ભિમુખ બને છે અને ગોમ્પાથી ચાર માઈલ દૂર પાલચેન-છુ તથા સાડાપાંચ માઈલ ઉપર પાલચુંગ-છુ સ્રોતને ઓળંગે છે. પાલચુંગ-છુ ડીગ-છો સરોવરને મળે છે અને યાત્રા-માર્ગ બીજા ચાર માઈલ આગળ ગયા પછી ફરી પાછો માનસને કાંઠે આવી પહોંચે છે.

પોનરી-ગોમ્પાથી બાર માઈલ દૂર વિખ્યાત સેરાલુંગ-ગોમ્પા આવેલી છે. માન-સરોવરની પૂર્વ દિશામાં આવેલી નીચી રેતાળ ટેકરીઓમાંથી પગવાટ યાત્રીને ગોમ્પા પાસે લઈ જાય છે. ગોમ્પા માનસ-તટથી લગભગ દોઢ માઈલ દૂર આવેલી છે (ચિત્ર ન. ૨૫). ઘણીવાર માનસના કિનારે જ પરિક્રમા કરતા યાત્રીઓ પોનરી-ગોમ્પા અથવા સેરાલુંગ-ગોમ્પાની મુલાકાત લેતા નથી અને સરોવરને કિનારે-કિનારે જ ચાલે છે. પરંતુ અનેક કષ્ટે તિબેટના દુર્ગમ પ્રદેશે પહોચેલા યાત્રીએ થોડોક વધુ શ્રમ ઉઠાવીને પણ આવી ગોમ્પાઓની મુલાકાત લેવી જોઈએ, જેથી તિબેટના લોકો, તેમના લામા ધર્મગુરુઓ, તેમની ધાર્મિક તથા સામાજિક પ્રણાલિકાઓ વગેરેનો સચોટ ખ્યાલ મળી શકે. એ કહેવું અનુચિત નથી કે, તિબેટમાં ગોમ્પાઓ આવેલી નથી પરતુ ગોમ્પાઓમા તિબેટ દેશ વસેલો છે.

સેરાલુગ-ગોમ્પા પહોચતા પહેલા જ માર્ગમાં સહેજ ઊંચાણ ઉપર દસ-બાર ચોરતેન (સ્તૂપો)ની એક લાંબી હાર છે અને તેમની બને બાજુએ સુદર અક્ષરે કોતરેલા અનેક મણિ-પથ્થરોના ઢગ કરેલા છે. વળી સ્તૂપના ગોખલાઓમા તથા બાજુ ઉપર માટીના નાનકડા સ્તૂપો પણ ગોઠવેલા જોયા બીજે સ્થળે આવા ચોરતેન અથવા મણિ-દીવાલો પર આવા ટચૂકડા માટી-સ્તૂપો જોવા નથી મળતા. અમે સેરાલુગ-ગોમ્પાના સ્મૃતિ-ચિહ્ન તરીકે આવા ત્રણ-ચાર નાના સ્તૂપો લેતા આવ્યા. માટીના આવા દરેક સ્તૂપમા ઘઉં અથવા જવના દાણા જડેલા જોવામા આવ્યા. તે કદાચ ફળદ્રુપતા તથા અભિવૃદ્ધિના પ્રતીકરૂપે હશે.

સેરાલુંગ-ગોમ્પા માનસની છઠ્ઠી ગોમ્પા છે અને તે આ વિસ્તારમાં બહુ વિખ્યાત છે. ગોમ્પાને પડખે બીજાં ત્રણ મકાનો છે અને એક ડેકંગ(ધર્મશાળા)ની ઓરડી પણ છે. કેટલાક તિબેટી ભરવાડો પણ અહીં તેમના કાળા તંબુઓમાં રહે છે.

સેરાલુંગ-ગોમ્પામાં એક ટુલ્કુ (અવતારી) લામા પોતાના ૨૦ શિષ્યો સાથે રહે છે.

મારા સદ્ભાગ્યે હું માનસની પરિક્રમા કરતો હતો, તે જ સમયે સેરાલુંગ-ગોમ્પાના ટુલ્કુ લામા માનસ-તટની યાત્રા કરી રહ્યા હતા. મારા ભોમિયા રૂકમસિંહની સહાયથી હું તેમના મુકામે ગયો અને તેમના મુખ્ય કર્મચારીને મળ્યો. રૂકમસિંહે તિબેટીમાં મારો ટૂંક પરિચય આપ્યો અને તિબેટી ધર્મ તથા તત્ત્વજ્ઞાનમાં મને ઊંડો રસ છે એમ જણાવી ટુલ્કુ લામાના દર્શનની ઇચ્છા અમે વ્યક્ત કરી.

કર્મચારી સી-હવા ટુલ્કુ લામાની સંમતિ લઈ આવ્યા અને અમે ટુલ્કુ લામાના શ્વેત, સુશોભિત તંબુમાં પ્રવેશ કર્યો. તિબેટી રીત પ્રમાણે અમે જીભ બહાર કાઢી, મસ્તક નમાવીને 'ખમજમ, ખમજમ'નો ઉચ્ચાર કર્યો. લામાએ સસ્મિત વદને અમને પાસેના આસન પર બેસવા ઇશારો કર્યો.

ટુલ્કુ લામા ચાળીસેક વર્ષની વયની પ્રતિભાશાળી વ્યક્તિ લાગ્યા. વર્ષોની કઠિન તપસ્યા તથા તિબેટી ધર્મશાસ્ત્રોનું ઊંડું જ્ઞાન તેમના મુખ ઉપર ચમકતું હતું. ટુલ્કુ લામાના બાહ્ય દેખાવમાં બે-ત્રણ વિશિષ્ટતાઓ સ્પષ્ટ તરી આવતી હતી. સીમ્બીલીંગ ગોમ્પાના મહાધીશ લામા સિવાયના બીજી ગોમ્પાઓના લામાઓ તથા ઢાબાઓનાં વસ્ત્રો કરતાં ઊંચા પ્રકારના લાલ રેશમી ઝભ્ભામાં તેઓ શોભતા હતા. મંગોલ જાતિનાં તિબેટી લોકોમાં બહુ અસામાન્ય તેવી નાનકડી દાઢી તથા મૂછ પણ તેમના મોં પર હતાં. બીજા કોઈ લામાના મસ્તકે નહિ જોયેલી તેવી વૃક્ષની છાલ તથા કાપડની બનાવેલી, આગળ લંબાયેલી પીળી ટોપી ટુલ્કુ લામાએ પહેરી હતી.

ટુલ્કુ લામાએ બતાવેલા, લાંબી ગાદી જેવા આસનની સામે એક લાંબો પણ નીચો બાજઠ હતો, જેના ઉપર તિબેટી ઘાટના નાના રૂપાના પ્યાલાઓમાં ગરમ ચા ભરી હતી. આસન ઉપર મારું સ્થાન લેવા માટે આ નીચો બાજઠ ઓળંગીને હું ગાદી ઉપર પહોંચ્યો; પરંતુ પાછું વળીને જોતાં ટુલ્કુ લામાની ભ્રમર સંકોચાયેલી લાગી અને



(૩૭) તિબેટી કિરાત. તેણે ઘેટાના ચામડાનો ડગલો પહેર્યો છે અને તિબેટી પ્રણાલિકા પ્રમાણે જમણો હાથ ખુલ્લો રાખ્યો છે. (પૃષ્ઠ ૮૩, ૮૯)

(૩૮) ડુક્કુ લામા. સેરાલુંગ ગોમ્પાના વિખ્યાત અવતારી લામા જપ કરી રહ્યા છે. ડુક્કુ–લામાઓ તિબેટમાં વારંવાર અવતાર લે છે તેવી માન્યતા છે. (પૃષ્ઠ ૭૫, ૯૮)

તેમના મુખ ઉપર સ્મિતને સ્થાને ઉગ્રતા વ્યાપેલી જોઈ. પલવાર તો હું તેનું કારણ ન સમજી શક્યો અને ક્ષોભ તથા સંકોચથી ઊભો રહ્યો. રૂકમસિંહ તરત મારી વહારે આવ્યો અને મને સમજાવ્યું કે તિબેટમાં ખાવા કે પીવાની કોઈ પણ વસ્તુ ઓળંગવી તે ધૃષ્ટતા તથા પાપ ગણાય છે. મારી ભૂલ સમજ્યો હોઉં તેમ મેં ટુલ્કુ લામા તરફ શીષ નમાવીને ફરીથી 'ખમજ્જમ-ખમજ્જમ'નો ઉચ્ચાર કર્યો અને લામાની ક્ષમા યાચતો હોઉં તેવો ભાવ વ્યક્ત કર્યો. તિબેટી રિવાજો વિષેનું મારું અજ્ઞાન સમજી જઈને ટુલ્કુ લામા હસી પડ્યા અને મને નિઃસંકોચ બેસી જવા સૂચવ્યું. કર્મચારીએ બાજઠ ઉપરના પ્યાલા ઉઠાવી લીધા અને તંબુની બહાર જઈને ચા ઢોળી દીધી. તિબેટી દાક્ષિણ્ય વિષે મને એક નવો પાઠ મળ્યો.

મારી પાસેનો સુંદર ભાતવાળો રેશમી રૂમાલ, મુંબઈથી લીધેલી મણકાની માળા તથા પૂનાની સુગંધી અગરબત્તી મેં લામાને ભેટ ધર્યાં. લામા પ્રસન્ન થઈ ગયા અને સ્રીં-હવા પાસે તેમનો પટારો ખોલાવી અંદરથી રંગબેરંગી ધાર્મિક પતાકાઓ કાઢી મને આપી અને મારા માથા ઉપર તેમના જમણા હાથની બધી આંગળીઓ મૂકી સ્પર્શ કર્યો. તિબેટમાં આશિષ આપવાની વિવિધ રીતો છે. તદ્દન સામાન્ય વ્યક્તિના મસ્તકને લામા પોતાની નાની પતાકાઓ બાંધેલી લાકડીનો છેડો અડકાડે છે; તેથી નિકટ વ્યક્તિને પોતાની ટચલી આંગળીથી સ્પર્શ કરે છે; તેથી વધુ ઉચ્ચ વ્યક્તિને એક હાથની આંગળીઓ અને પછી બંને હાથની આંગળીઓ વડે સ્પર્શ કરે છે અને ખૂબ જ પ્રિય અને પવિત્ર વ્યક્તિના માથા ઉપર બંને હાથ પૂરેપૂરા દબાવે છે.

પછી તો રૂકમસિંહને અમારો દુભાષિયો બનાવીને અમે તિબેટી ધર્મ, તત્ત્વજ્ઞાન તથા ધાર્મિક વિધિઓ વિષે ખૂબ ચર્ચા કરી. ટુલ્કુ લામાએ તિબેટીઓના પરમ પવિત્ર મણિ-મંત્ર ( ॐ मणि पद्मे हूं ह्रीं )-નો અર્થ જુદીજુદી રીતે સમજાવ્યો, અને છેવટે મેં ટુલ્કુ લામાનું પોતાનું પૂરું નામ તથા મણિ-મંત્ર મારી પોથીમાં તેમના જ સ્વહસ્તે લખાવી લીધાં.

ટુલ્કુ લામાએ મારા હાથમાં લટકતા કૅમેરા પ્રત્યે કુતૂહલ દર્શાવ્યું. મારા આગ્રહને વશ થઈ તેઓ તંબુની બહાર આવ્યા અને તડકામાં નીચે બેસી તેમના ફોટા તથા ફિલ્મ મને લેવા દીધાં (ચિત્ર નં. ૩૮).

સેરાલુંગ-ગોમ્પાથી માર્ગ માનસના કિનારે પાછો ફરે છે અને

સરોવરના તટે દક્ષિણ દિશામાં આગળ વધે છે. સેરાલુંગ-ગોમ્પાથી પાંચ માઈલ દૂર 'કેતર-ડોંકંગ' સ્થાન આવે છે. અહીં નોમોશંગ-છુ નામની વર્ષા-નદી માનસને મળે છે અને તેને દક્ષિણ કાંઠે એક જૂની ડોંકંગ(ધર્મશાળા)નું મકાન છે. બીજાં સ્થળોએ આવેલી આવી ડોંકંગોમાં તિબેટી વેરાન પ્રદેશના લૂંટારાઓ આશ્રય લેતા અને ત્યાં રાતવાસો કરવા આવનાર યાત્રીઓને અચૂક લૂંટતા; તેથી તિબેટી લોકોએ એ બધી ડોંકંગ તોડી નાખી છે; પરંતુ આ કેતર-ડોંકંગ હજુ સાબૂત છે અને યાત્રીઓ કોઈવાર તેનો ઉપયોગ કરે છે.

માનસને કિનારે-કિનારે જ પરિક્રમા કરતા યાત્રીને સરોવરના પુનિત જળમાં સ્નાન કરવાની તક તો રોજ મળે જ છે. અમે કેતર-ડોંકંગ સ્થાન પાસે રાતવાસો કર્યો ત્યારે અમારી સાથેના સાધુઓએ એક નાનો યજ્ઞ કર્યો, અને પછી અમે બધાએ માનસરોવરના પવિત્ર તટે સ્નાન કર્યા પછી પિતૃ-તર્પણ કર્યું. દિરફુક-ગોમ્પા પાસે અમે કૈલાસની આરતી ઉતારી હતી તેમ અહીં પણ અમે કર્પૂર તથા ધૂપ વડે માનસરોવર તથા સામે ક્ષિતિજ પર દેખાતા કૈલાસની આરતી ઉતારી. અને ભાવપૂર્વક વંદના કરી.

કેતર-ડોંકંગ માનસરોવરના અગ્નિકોણ ઉપર આવેલ છે. અહીંથી હવે માર્ગ પશ્ચિમાભિમુખ થઈને નૈઋત્ય ખૂણા તરફ જાય છે. કેતર-ડોંકંગથી પાંચ માઈલ ઉપર ટક-છુ (ટગ-સાંપો) નદી આવે છે. પરિક્રમા દરમ્યાન આવતા બધા સ્રોતોમાં આ સૌથી મોટો છે અને તેમાં સૌથી વધુ પાણી હોય છે. વરસાદના એકાદ ઝાપટા પછી અથવા ઘણીવાર બપોર પછી હિમ ઓગળવાને લીધે ટક-છુમાં નાનું એવું પૂર આવે છે અને ત્યારે નદી ઓળંગવી અશક્ય થઈ પડે છે. અમે ટક-છુ પહોંચ્યા ત્યારે બપોર થઈ ચૂક્યા હતા અને નદીનો પ્રવાહ વેગથી વહેતો હતો. આખો દિવસ નદીને કાંઠે પૂર શમવાની રાહ જોતાં બેસી રહેવાનું ધૈર્ય અમારામાં નહોતું તેથી જોખમ ખેડીને પણ એક પછી એક ઘોડા, ઝબ્બૂ તથા યાક ઉપર બેસીને પ્રવાહમાં તણાતા, ખેંચાતા સામે કાંઠે પહોંચી ગયા. યાક ઉપર લાદેલો સામાન તો બધો ભીનો થઈ જ ગયો!

ટક-છુથી બે માઈલ ઉપર 'નીમાપેન્ડી-છુ' સ્રોત આવે છે. અહીં ઘણીવાર તિબેટી ભરવાડો પોતાના કાળા તંબુઓ લગાવીને રહે છે. અહીંથી સાડાત્રણ માઈલ નૈઋત્યે ચેનંગો-ગોમ્પા આવે છે.

) ઠુગોલ્હો ગોમ્પા. માનસરોવરના દક્ષિણ કાંઠે આ પ્રખ્યાત ગોમ્પા આવેલી છે (પૃષ્ઠ ૭૭,૮૩)

.૯) મણિમંત્ર. ખેચાર ગોમ્પાની લાલ દીવાલ ઉપર તિબેટી લોકોનો આ પવિત્રતમ મંત્ર
'ॐ मणि पद्मे हूं' સફેદ અક્ષરે ચીતરેલો છે. (પૃષ્ઠ ૧૦૮)

માનસરોવરના દક્ષિણ તટે આવેલી ચેર્નગો-ગોમ્પા પરિક્રમા માર્ગમા સાતમી છે અને તેની પાસે તિબેટી વેપારીઓના બે-ત્રણ મકાનો પણ છે. ગોમ્પામા થંકાઓનો સંગ્રહ સારો છે.

ચેર્નગો-ગોમ્પાથી પરિક્રમા-માર્ગ માનસને કિનારે જ પશ્ચિમ દિશામા આગળ જાય છે અને સવાબે માઈલ દૂર પ્રસિદ્ધ ઠુગોલ્હો-ગોમ્પા આવે છે (ચિત્ર ન. ૨૮).

ઠુગોલ્હો-ગોમ્પા માનસની દક્ષિણે સરોવરના કિનારા પાસે જ આવેલી છે અને સેમોઠુંગુ(સેમોઠુકુ)થી શરૂ થતી પરિક્રમામા આઠમી અને છેલ્લી ગોમ્પા છે. માનસની બધી ગોમ્પાઓમા ઠુગોલ્હો ગોમ્પા કદાચ સૌથી પ્રખ્યાત છે અને તે તકલાકોટની સિમ્બીલીંગ ગોમ્પાના અધિકાર નીચે છે તિબેટી માન્યતા પ્રમાણે ઠુગોલ્હો પાસેનો માનસનો દક્ષિણ કાઠો સૌથી પવિત્ર ગણાય છે, અને સામાન્ય રીતે જિંદગીમાં ક્વચિત જ સ્નાન કરતા તિબેટીઓ ઠુગોલ્હો પાસે માનસમા સ્નાન કરે છે અથવા તો તેનુ પુનિત જળ મસ્તકે છાટે છે. અમે ઠુગોલ્હો પાસે રહ્યા ત્યારે છેક લ્હાસાથી કૈલાસ-માનસની યાત્રાએ આવેલા તિબેટી વ્યાપારીઓ સહકુટુબ માનસના તટે આવ્યા અને તેનુ પુનિત જળ માથે છાટી શ્રદ્ધાપૂર્વક મત્રોચ્ચાર કરવા લાગ્યા.

ઠુગોલ્હો-ગોમ્પા એક મોટો બૌદ્ધ મઠ છે અને અદર તિબેટી દેવદેવીઓની સુદર મૂર્તિઓ ઉપરાત અનેક મનોરમ થંકાઓ પણ છે ગોમ્પામા તિબેટી પુરાણ કજુરના ૧૦૮ પૂરા વિભાગો ગ્રથિત કરેલા છે અને ગોમ્પાની મધ્યમા એક સુદર ચોક પણ છે. ગોમ્પાની અગાસી ઉપરથી સમગ્ર માનસરોવર તથા ઉત્તર દિશાની ક્ષિતિજ ઉપર ચમકતા હિમાચ્છન્ન કૈલાસના શિખરના ભવ્ય દર્શો જોવા મળે છે.

ઠુગોલ્હો-ગોમ્પા નજીક સાત-આઠ નાના પણ પાકા મકાનો છે, જેમા તિબેટી વ્યાપારીઓ રહે છે અને આસપાસ ઘણા તિબેટી ભરવાડો તેમના તબુઓ ઠોકીને રહે છે. આ સ્થળને 'ઠોકર-મડી' પણ કહે છે કારણકે ગર્બ્યાગ બાજુના કેટલાક ભોટીઆ વેપારીઓ અષાઢ-શ્રાવણ માસમા અહીં નાની મડી ભરે છે. મુખ્યત્વે તેઓ કાચુ ઊન તથા તૈયાર શુગ્મા (ધાબળા) ખરીદે છે.

ઠુગોલ્હો-ગોમ્પાની પશ્ચિમે એક યજ્ઞ-વેદી બાધેલી છે કૈલાસ-માનસ વિસ્તારના પ્રખર અભ્યાસી અને સશોધક સ્વામી પ્રણવાનદજીના સૂચનથી તે બધાયેલી છે કૈલાસ-યાત્રામા તિબેટના પ્રદેશમા આ

સ્થળે જ ભારતીય ધર્મ તથા સંસ્કૃતિનું પ્રતીક જોવા મળે છે અને તેનો યશ સ્વામી પ્રણવાનંદજીને ફાળે જાય છે. પ્રતિ વર્ષ સ્વામી પ્રણવાનંદજી ઠુગોલ્હો-ગોમ્પામાં લાંબો સમય રહે છે. આસપાસના વિસ્તારમાં તેઓ ખૂબ જાણીતા છે. અમે સ્વામી પ્રણવાનંદજીના સંગાથમાં જ યાત્રા કરતા હતા અને અમે ત્યાં હતા તે દરમ્યાન ઠુગોલ્હો-ગોમ્પા પાસે તેમણે એક નાનો યજ્ઞ પણ કર્યો.

બીજી ગોમ્પાઓની જેમ ઠુગોલ્હો પણ ધોળેલી છે અને તેની બહારની દીવાલની ઉપરને છેડે એક ભગવો પટો રંગેલો છે. ગોમ્પાના આંગણામાં એક ધ્વજસ્તંભ પણ છે.

ઠુગોલ્હો-ગોમ્પાથી પરિક્રમા-માર્ગ માનસને કિનારે-કિનારે પશ્ચિમ તરફ જાય છે અને નામરેલ્ડી-છુ તથા થંડાવા-છુ વગેરે સ્રોતો ઓળંગતો પાંચ માઈલ ઉપર મોમોઙુંશુ (મોમોઠુક) આવી પહોંચે છે. એક પગવાટ ઠુગોલ્હોથી સહેજ ઊંચાણમાં માનસ-તટથી ઊંચે બારોબાર ગુર્લા-લા તરફ જાય છે. ઠુગોલ્હોથી ગુર્લા-લાનો સીધો માર્ગ ૧૦ માઈલ છે અને માર્ગમાં ગોગટા સ્થળ પાસે પાણીનો સ્રોત તથા ઘાસચારાનું સ્થાન હોવાથી પડાવ માટે અનુકૂળ સ્થાન છે. કૈલાસ-માનસની પરિક્રમા કરીને સીધા તકલાકોટ જવા ઇચ્છતા યાત્રીઓ આ પગરસ્તે ગુર્લા-લા જાય છે અને ત્યાંથી મુખ્ય યાત્રા-માર્ગે તકલાકોટ પહોંચે છે. ઠુગોલ્હોથી મોમોઙુંશુ પાંચ માઈલ છે અને માનસના આ નૈર્ઋત્ય ખૂણા પાસે આ સરો-શ્રેષ્ઠની પરિક્રમા પૂરી થાય છે.

# તિબેટ

ભારતની ઉત્તરે આવેલો તિબેટ દેશ, પાકિસ્તાન બાદ કરતાં, આપણો મોટામાં મોટો પડોશી છે. ભારત-નેપાલ-ભૂતાન સાથે તિબેટની સરહદ ૧૩૦૦ માઈલ કરતાં પણ વધુ લંબાયેલી છે, પરંતુ મહાકાય હિમાલયનાં ઉત્તુંગ, હિમાચ્છાદિત શિખરોની અભેદ દીવાલે આપણને આપણા આ પડોશીથી આટલા નજદીક છતાં અળગા જ રાખ્યા છે.

ભારતની ઉત્તરે અને એશિયા ખંડની મધ્યમાં આવેલા તિબેટ-નો વિસ્તાર ૮,૧૪,૦૦૦ ચોરસ-માઈલનો છે, છતાં તેની વસતિ માંડ ૪૦ લાખ જેટલી હશે-એટલે આ વિશાળ દેશની સમગ્ર વસતિ આપણા એક કલકત્તા શહેર જેટલી પણ નથી. આ વસતિનો પણ મોટો ભાગ તો પૂર્વ તિબેટમાં બ્રહ્મપુત્રા(સાંપો)ની ખીણના પ્રદેશમાં જ વસેલો છે અને બાકીનો બધો પ્રદેશ નિર્જન જેવો જ કહી શકાય.

તિબેટને જગતનું છાપરું કહે છે. સરેરાશ ચૌદ હજાર ફૂટની ઊંચાઈવાળો આ વિશાળ દેશ આ ઉપનામને પાત્ર છે. સરખામણીમાં પૂર્વ તિબેટ કરતા પણ પશ્ચિમ તિબેટનો પ્રદેશ ઊંચો છે. હિમાલયની પેલી પાર આવેલો તિબેટ એક સપાટ ઉચ્ચ-પ્રદેશ (Plateau) છે. હિમાલયની જેમ તિબેટમા ઊંચી પર્વતમાળાઓ કે ઊંડી ખીણો નથી. તિબેટ પહોચ્યા પછી તો આપણને એમ જ લાગે કે, આપણે કોઈ વિશાળ મેદાનમા ઘૂમી રહ્યા છીએ, અને આપણને ખ્યાલ પણ ન રહે કે પંદર કે સોળ હજાર ફૂટની ઊંચાઈ ઉપર આપણે ઊભા છીએ. ચારેકોર દૃષ્ટિ નાખીએ તો દૂર ક્ષિતિજમા નાની-નાની ગોળ ટેકરીઓ જ નજરે પડે. તિબેટમા મોટા પર્વતો પણ ક્યાક ક્યાક છે ખરા. માનસરોવરની દક્ષિણે આવેલુ ગુર્લા-માંધાતાનું પર્વતવૃંદ ૨૫,૩૫૫ ફૂટ ઊંચાઈને પહોંચે છે (ચિત્ર નં. ૧૫) પશ્ચિમ તિબેટમાં તે સૌથી ઊંચુ છે. માંધાતા સિવાય પણ કૈલાસ, સુરગે, કાગલુગ, ચોમુલહારી વગેરે ઉત્તુંગ શિખરો તિબેટમા આવેલા છે. જગતનું ઊંચામા ઊંચું શિખર ગૌરીશિખર (એવરેસ્ટ-૨૯,૦૦૨ ફૂટ) પણ તિબેટ-નેપાલ સરહદ પર આવ્યું છે.

સાગરકાંઠાથી સેંકડો માઈલ દૂર આવેલા તિબેટમાં ઘણાં વિશાળ સરોવરો આવ્યાં છે. પશ્ચિમ તિબેટમાં માનસરોવર તથા રાક્ષસતાલ જેવાં સરોવરો છે, જ્યારે તિબેટના ઈશાન ભાગમાં કોકો-નોર તથા લોબ-નોર જેવાં ખૂબ વિશાળ, ખારા પાણીનાં સરોવરો છે. સૌથી મોટા સરોવર કોકો-નોરનો વિસ્તાર તો ૧૬૩૦ ચોરસ માઈલનો છે.

તિબેટનો આખો ય પ્રદેશ નાના-નાના પથ્થરો અને કાંકરાઓથી છવાયેલો છે. તેની આ પથરાળ ભૂમિ, આટલી ઊંચાઈ તથા કારમી ઠંડીને લીધે તિબેટમાં મોટાં ઝાડ તો શું પણ નાના છોડ કે વનસ્પતિ પણ મળવી મુશ્કેલ. ખેતી પણ જવલ્લે જ થાય છે અને તે પણ ઉનાળામાં જ. ભારતનાં ફળદ્રૂપ મેદાનોને પોષનારી મોટામાં મોટી નદીઓ તિબેટમાંથી નીકળતી હોવા છતાં તિબેટ પોતે તો એક સૂકો, ઉજ્જડ અને નિર્જન વેરાનપ્રદેશ જ રહી જાય છે. તિબેટમાં આખા વર્ષમાં બધો મળીને માંડ દસથીબાર ઈંચ વરસાદ પડે છે.

નિસર્ગની આ નિષ્ઠુરતાને કારણે તિબેટવાસી બિચારો ઘેટાં-બકરાં લઈને ઘાસચારાની શોધમાં ભટકતો એક ભરવાડ જ રહ્યો છે. તેની મોટામાં મોટી આર્થિક સમસ્યા તેનાં ઘેટાં તથા યાકને ઘાસ-ચારો પૂરો પાડવાની જ છે. વનરાજી-વિહીન તેના આ પ્રદેશમાં તેને હરહમેશ ભટકતા ફર્યે જ છૂટકો; અને તેથી જ તે ભટકુ (Nomad) રહ્યો છે (ચિત્ર નં. ૪૦).

સરેરાશ ચૌદ હજાર ફૂટની ઊંચાઈએ આવેલા તિબેટની આબો-હવા સ્વાભાવિક રીતે જ ખૂબ ઠંડી છે. શિયાળામાં તો એટલો બધો બરફ પડે છે કે પહાડો, મકાનો કે ખીણો બધાં ઉપર કેટલા ય ફૂટ જાડા બરફના થર જામી જાય છે. તિબેટમાં શિયાળામાં બે જ રંગો જોવા મળે છે. આકાશનો વાદળી રંગ અને ભૂમિનો સફેદ રંગ. ઉનાળા-માં પણ જ્યારે વરસાદ આવે છે ત્યારે ઘણી વાર તે કરા કે બરફ થઈને જ પડે છે. શિયાળામાં તો પારાશીશી (ફેરનહાઈટમાં) શૂન્યથી પણ નીચે જતી રહે છે અને ઉનાળામાં પણ ઘણીવાર હિમ-બિંદુ-(Freezing Point)થી નીચે જતી રહે છે.

તિબેટની આબોહવા બહુ જ અનિશ્ચિત અને મનસ્વી છે. ઘડી પહેલાં ખૂબ તડકો હોય અને તમને એટલો ઉકળાટ લાગે કે ગરમ કપડાં કાઢી નાખવાનું મન થાય, જ્યારે થોડી જ પળોમાં પવનથી વાદળાં ઘસડાઈ આવે અને વરસાદ પડે ત્યારે તમે તમારા તંબુની

(૩૯) શ્રી. નવનીત. શ્રી રણછોડભાઈ તથા બ્રહ્મચારી શ્રી. હરિજીવનજી પાછળ કૈલાસનું શિખર દેખાય છે.

(૪૦) તિબેટી ભટકુ લોકોનું આ એક કુટુંબ છે તેમાના એકે પોતાની જીભ બહાર કાઢી છે તે આવકારસૂચક છે પાછળ મેદાનમા તેમના ચાક સૂતાં છે. (પૃષ્ઠ ૮૦, ૯૧)

અંદર ગરમ ચુટકાઓ તળે લપાઈ જાઓ. તમે સ્વચ્છ આકાશ નીચે ઊભા રહીને રવિ-કિરણોની મજા લૂંટતા હો અને તમારી સામે જ દૂર પહાડ ઉપર જોરથી વરસાદ પડતો તમે જોઈ શકો. ખુલ્લા આકાશ નીચે તમે સુખેથી મજલ કાપતા જતા હો અને અચાનક જોરથી પવન આવવો શરૂ થાય અને વીજળીના ચમકારા અને કડાકા સંભળાય; તમે તમારો તંબુ ઠોકીને ઊભો કરો તે પહેલાં વરસાદ શરૂ થઈ જાય અને કરા તથા બરફ પડવા માંડે; તમે તથા તમારો સામાન ભીંજાઈ જાઓ, દાંત કડકડવા માંડે અને શરીર ધ્રૂજવા લાગે.

શિયાળામાં તો માનસરોવર, રાક્ષસતાલ તથા બધાં જ નાનાંમોટાં સરોવરો ઠરીને જામી જાય છે અને તમે ડામરની સડક પર ચાલતા હો તેમ તેના ઉપર નિરાંતે ચાલી શકો. ઉનાળામાં નદીઓ અને વહેળાઓ રાત્રે જ ઠરી જાય છે અને દિવસના બપોર પછી તો પાણી ઓગળવા માંડે એટલે તેમાં જાણે કે પૂર આવે. તિબેટમાં પુલ તો ખાસ બાંધેલા હોતા નથી એટલે બપોર પછી આ નદીઓ ઓળંગી શકાતી નથી; તેથી યાત્રીને તે વહેલી સવારે જ ઓળંગવી પડે છે.

ખૂબ ઊંચાઈ અને પાતળી હવાને લીધે તિબેટનું આકાશ કોઈ અદ્ભુત રંગ ધારણ કરે છે. ખૂબ જ નિર્મળ વાતાવરણ તથા પાતળી હવાને લીધે આકાશનો રંગ આપણે ન માની શકીએ તેટલો ઘેરો આસમાની બને છે અને તિબેટના મેદાનની આછા પીળા રંગની ટેકરીઓ તથા ધવલ ગિરિશૃંગોને માથે આ ઘેરો વાદળી ચંદરવો કોઈ અવર્ણનીય શોભા પ્રાપ્ત કરે છે.

તિબેટમાં ખરી ઠંડી તો પવન ફૂંકાય છે ત્યારે લાગે છે. તિબેટ એક વિશાળ મેદાન હોઈ મધ્ય એશિયાના ઠંડા પવનોને રોકવા માટે ત્યાં કોઈ મોટી પર્વતમાળ નથી તેથી અહીં પવન ખૂબ વેગથી ફૂંકાય છે. તિબેટના લોકો કહે કે 'હવા ચલી' એટલે સમજવું કે હવે જોરથી પવન ફૂંકાશે અને વાવાઝોડું થશે અને કરા તથા બરફનું માવઠું પણ થઈ જાય. મોટેભાગે બપોર પછી વાતાવરણ ગરમ થાય છે ત્યારે પવન શરૂ થાય છે અને તેથી જ સવારે જ પ્રવાસ કરવો અનુકૂળ પડે છે. પવનના વંટોળિયામાં ઘણીવાર મજબૂત ઠોકેલા તંબુઓ પણ ઊખડી પડે છે અને ક્યાંય દૂર સુધી ઊડી જાય છે.

ઊંચાઈવાળા તિબેટમાં હવાનું દબાણ બહુ જ ઓછું હોય છે. સાગરકાંઠે અને નીચા પ્રદેશોમાં પાણી ખૂબ ગરમ થાય છે ત્યારે જ ઊકળે છે. નીચા પ્રદેશોમાં પાણીનું ઉકળાટ-બિંદુ (Boiling Point)

૧૦૦° સેન્ટીગ્રેડ હોય છે, જ્યારે જગતના આ છાપરા ઉપર પાણી ફક્ત ૪૦° સેન્ટીગ્રેડ અને ઘણી જગ્યાએ ફક્ત ૩૫° સેન્ટીગ્રેડના ઉષ્ણુતામાને ઊકળવા માંડે છે. આમ હોવાથી પાણી ગરમ કરતી વખતે તે સહેજ હૂંફાળું થવા માંડતાં જ ઊકળવા લાગે છે અને વરાળ થઈને ઊડી જાય છે. આમ તિબેટમાં બહુ ગરમ પાણી તો સંભવી જ ન શકે, કારણકે પાણી બહુ ગરમ થતાં પહેલાં જ વરાળ થઈને ઊડી જાય છે.

યાત્રીને પોતાના પ્રવાસ દરમ્યાન રસોઈ કરવા માટે પાણી ગરમ કરવાની બહુ મુશ્કેલી પડે છે અને દાળ-ચોખા ગમે તેટલા પ્રયત્ને ચઢતા નથી અને કાચા જ રહી જાય છે. સાધનવાળા યાત્રીએ પોતાની સાથે 'પ્રેશર-કૂકર' રાખવાથી આ અગવડ દૂર થઈ શકે છે.

વનરાજીવિહીન તિબેટમાં અગ્નિ સળગાવવા માટે બળતણ મેળવવાની ખૂબ મુશ્કેલી હોય છે. તિબેટની ભીષણ ઠંડીમાં દેવતા સળગાવવાની ખાસ જરૂર હોય છે ત્યાં જ લાકડાં મેળવવાની તકલીફ નડે છે. રસોઈ પકવવા માટે કે ચા બનાવવા માટે તો અગ્નિ પ્રકટાવવાની જરૂર પડે જ અને તે માટે આસપાસથી સૂકું ઘાસ અને નાના-નાના છોડવા તથા ઝાંખરાંઓ વીણી લાવવાં પડે છે. ઘેટાં-બકરાં તથા યાકનું છાણ અહીં બળતણ તરીકે ખૂબ જ ઉપયોગી નીવડે છે. ઉપરાંત કુદરતે તિબેટને આ માટે એક નાની બક્ષિસ પણ આપી છે. તિબેટમાં ડુમા નામનો એક નાનકડો છોડ થાય છે. આ છોડની ડાળીઓ અને પાંદડાં લીલાં હોય ત્યારે પણ સળગે છે અને તમે આ લીલા છોડને કાપી લઈને સીધો જ બળતણ તરીકે સળગાવી શકો.

કુદરત તથા આબોહવાની ક્રૂરતાને લીધે તિબેટીનો પોશાક કઢંગો અને બિહામણો બન્યો છે, પરંતુ તેના હૃદયમાં તો શાંતિ, આનંદ અને મમતા ભરેલાં છે. ખાવાપીવાનાં સાધનોના પણ સાંસા છતાં તિબેટી લોકો પ્રસન્ન મને પોતાનું જીવન વિતાવ્યે જાય છે અને બારે માસ અવારનવાર ઉત્સવો અને મેળાઓ ભરી પોતાનાં ભૌતિક દુઃખોને વિસારે પાડે છે.

રખડુ અને અસ્થાયી જીવનને લીધે તિબેટી લોકોને રહેવા માટે મકાનો બાંધવા પોસાય નહીં; તેથી તિબેટમાં પાકાં બાંધેલાં મકાનો જવલ્લે જ જોવા મળે છે અને તે પણ જ્યાં કાંઈક નામની પણ ખેતી થઈ શકતી હોય ત્યાં જ. બાકી બધે તો લોકો પોતાના કાળા તંબુઓમાં જ રખડતા ફરતા હોય છે. નિર્જન રણપ્રદેશમાં માઈલો સુધી

ચાલ્યા જતા યાત્રીને ભાગ્યે જ કોઈ એકલદોકલ તિબેટી પોતાનાં ઘેટાં-બકરાંની વણજાર લઈને ભટકતો સામો મળે છે.

તિબેટનાં ગામોમાં બાંધેલા પાકાં મકાનોમાંની મોટી ઇમારતો તો તેમનાં મંદિરો અને મઠ, જેને તેઓ ગોમ્પા કહે છે, તેની જ હોય છે. તિબેટમાં મકાનો બધાં સફેદ ધોળેલાં હોય છે અને તેમની ગોમ્પાઓની દીવાલો ઉપર લાલ કે ભગવા રંગનો પટો મારેલો હોય છે (ચિત્ર નં. ૨૮).

તિબેટમાં બાંધેલાં મકાનોમાં સામાન્યપણે ઉપર એક માળ હોય છે. નીચે યાક વગેરે ઢોર રાખે છે; અને એક-બે ઓરડામાં ઘાસ, અનાજ, ચા, મીઠું વગેરે ભરી રાખવાનો કોઠાર હોય છે. તેમના સૂવા-બેસવાના ઓરડાઓ માળ પર રાખેલા હોય છે.

મકાન બાંધીને રહેતા અને ઉનાળામાં ખેતી કરતા તિબેટી કરતાં પોતાનો તંબુ લઈને રખડતા ફરતા તિબેટીનું જીવન તદ્દન જુદું છે. હજારો વર્ષો પહેલાં જ્યારે માનવજાતે ખેતીની શોધ નહોતી કરી ત્યારે બીજાં પશુઓથી થોડોક જ સુધરેલો માણસ જેવું રખડુ, શિકારી અને ભરવાડનું જીવન ગાળતો, તેવું જ જીવન તિબેટના આ ભટકતા ફરતા લોકો ગાળે છે. આજે પણ તમે તિબેટના મેદાનમાં જઈને બે કે ત્રણ હજાર વર્ષ પહેલાં માનવજાત કેવું જીવન વિતાવતી હશે તે નજરે જોઈ શકો છો. યાકના વાળમાંથી બનાવેલા કાળા તંબુઓમાં રહેતા અને ઘેટાના ચામડાનો ડગલો પહેરેલા તિબેટીઓને જોતાં અમને ઘડીભર એમ લાગતું કે, આ વિક્રમ પછીની એકવીસમી સદી નથી ચાલતી પણ વિક્રમ પૂર્વેની એકવીસમી સદી ચાલે છે (ચિત્ર ન. ૩૭).

તિબેટમાં આધુનિક યત્ર-યુગનાં સાધનો તો નથી જ, પરંતુ માનવની સૌથી પ્રાથમિક શોધ ચક્ર અથવા પૈડું પણ તિબેટમાં નથી! જગતભરમાં આવો વિશાળ દેશ કોઈ હશે કે જ્યાં એક પૈડું સરખું પણ ન મળે? પૈડા વિનાના તિબેટમાં કોઈ ગાડી કે ગાડા જેવું વાહન પણ શાનું હોય? અને તેથી જ બાંધેલા રસ્તા પણ ક્યાંથી જ હોય? લોકો બધા જ પગે ચાલીને ફરે છે અને તેમના વાહનમાં તેમનું યાક અને તેમનો ઘોડો. અરે, તેમના સર્વસત્તાધીશ દલાઈ લામા માટે પણ કોઈ વાહન નથી અને બહાર ફરવા માટે તે પાલખીમાં બેસીને જાય છે!

પોતાના કાળા તંબુને લઈને ભટકતા ફરતા તિબેટીનું જીવન શાંત પણ એકલવાયુ છે. સેંકડો ઘેટાં-બકરાં તથા યાક લઈને તિબેટી ખોરાકની શોધમાં રખડતો હોય છે અને જ્યાં ક્યાંયે ઘાસચારો

લુએ છે ત્યાં પડાવ નાખીને ઘેટાં ચરાવે છે. તિબેટીનું જીવન તેનાં ઘેટાં-બકરાં ઉપર જ નિર્ભર છે. ઘેટાના જ ઊનમાંથી તે પોતાનાં કપડાં બનાવે છે અને તિબેટની કારમી ઠંડીથી બચવા માટે ઘેટાના જ ચામડાનો ડગલો બનાવીને પહેરે છે. પોતાનો માલ-સામાન લઈ જવા માટે પણ તિબેટી પોતાનાં ઘેટાંનો જ ઉપયોગ કરે છે અને છેવટે પોતાના ખોરાક માટે પણ ઘેટાનું જ માંસ!

જગતના છાપરે રહેતા તિબેટીનો બીજો જીવનસાથી છે તેનું યાક. ગૌ-વંશને મળતી ઓલાદનું આ પ્રાણી કાળા રીંછ જેવી ભેંસ જ લાગે છે. યાક વિનાનું તિબેટ કલ્પી જ ન શકાય. મામૂલી ઘાસ અને કાંટાળા છોડના ઉપર જ પોતાનો નિર્વાહ કરી લેતું યાક તિબેટી કુટુંબનું જ એક સભ્ય છે. વ્યવહારનાં સાધનો વિનાના તિબેટમાં સાવચેતીથી ડગલાં ભરતું આ યાક ભારે સામાન લઈ જવા-લાવવા માટે બહુ જ ઉપયોગી છે. મધ્યપૂર્વ અને ઉત્તર આફ્રિકાના દેશોમાં, જેમ ઊંટ ત્યાંના આરબનું જીવનસાથી છે અથવા તો સ્કેન્ડીનેવીઆના લેપલૅન્ડ પ્રદેશમાં રેન્ડીઅર જેમ ત્યાંનાં લોકોનું સહાયક પ્રાણી છે, તેમ હિમાચ્છાદિત તિબેટમાં આ ગુચ્છાદાર અને સુદૃઢ યાક તિબેટીનું મિત્ર અને સાથી છે (ચિત્ર નં. ૨૯).

તિબેટની કારમી ઠંડીથી બચી શકે તે માટે કુદરતે યાકને આખે શરીરે જાડા લાંબા વાળ આપ્યા છે અને યાકના આ કાળા મજબૂત વાળમાંથી તિબેટી લોકો પોતાને રહેવા માટે તંબુઓ બનાવે છે. યાકના પુચ્છના વાળનો ગુચ્છો ચંવર અથવા ચામર તરીકે જાણીતો છે અને તેથી જ ભારતના લોકો યાકને ચંવર-ગાય કહે છે. યાકના વાળમાંથી તેમ જ તેના ચામડામાંથી તિબેટી લોકો મજબૂત જોડા બનાવે છે અને કોઈક વાર તો યાકના વાળમાંથી વણેલા કાપડનો કાળો ડગલો પણ બનાવે છે. યાકના વાળમાંથી ખૂબ મજબૂત દોરડું બની શકે છે અને પૂર્વ તિબેટમાં તો યાકના ચામડામાંથી નદી ઓળંગવા માટે હોડકું પણ બનાવે છે. તિબેટના જે પ્રદેશમાં નામની પણ ખેતી થઈ શકે છે ત્યાં હળ ખેંચવા માટે પણ યાક જ ઉપયોગમાં લેવાય છે અને યાકનું છાણ બળતણ તરીકે કામ આવે છે. ઘેટાના માંસની જેમ યાકનું માંસ પણ તિબેટીના ખોરાકની વસ્તુ છે.

કુદરતને ખોળે રખડતા અને શિકારી જીવન ગાળતા તિબેટીનો ત્રીજો સાથી છે તેનો નિમકહલાલ કૂતરો. ખુલ્લામાં પડી રહેતા કે કાળા તંબુમાં રાતવાસો કરતા તિબેટી માટે તેનો કૂતરો ચોકીદાર છે,



(૩૬) શતંજીવી. આ તિબેટી વૃદ્ધની ઉંમર સો વર્ષથી પણ વધારે હતી. તિબેટી લોકો સામાન્ય રીતે દીર્ઘાયુષી છે. (પૃષ્ઠ ૮૫)

અને વરુ કે ચિત્તો તિબેટીનાં અસંખ્ય ઘેટાં-બકરાંમાંથી કોઈને ઉઠાવી ન જાય તેની રખેવાળી આ કૂતરો જ કરે છે. તિબેટી કૂતરો પણ વિકરાળ હોય છે, અને જો કોઈ અજાણ્યો માણસ તિબેટીના તંબુ કે ઘર પાસે ફરક્યો, તો આ કૂતરો તેના ઉપર કૂદીને તેના પગનો પિંડ જ કરડી ખાય. તિબેટમાં ફરતા અજાણ્યા યાત્રીને તિબેટીના ઘર કે તંબુ પાસે જતી વખતે આ કૂતરાઓથી ખૂબ જ સાવધ રહેવું પડે છે.

અમારા પ્રવાસ દરમ્યાન, પોતાનાં ઘેટાં-બકરાંના કાફલા સાથે પડાવ નાખીને પડેલા કોઈ પણ તિબેટીના કાળા તંબુમાં મારા ભોમિયા સાથે પ્રવેશવાનું હું કદી ચૂકતો નહીં. આ રીતે તિબેટી લોકોનું રખડુ જીવન, તેમના સામાજિક રીતરિવાજો અને ધાર્મિક માન્યતાઓ વિષે ખાસ્સી માહિતી મેળવવાની તક યાત્રીને અનાયાસે મળી જાય છે (ચિત્ર નં. ૩૨ તથા ૩૬).

યાકના કાળા વાળમાંથી બનાવેલો તિબેટીનો તંબુ એ તેમનું ફરતું ઘર છે. તંબુમાં તેમની બધી સગવડ સચવાય તેમ તેમની ઘરવખરી બધી વ્યવસ્થિત રીતે ગોઠવેલી હોય છે. છોલદારી પ્રકારના આ તંબુને માથે મધ્યમાં એક કાણું રાખેલું હોય છે જે વાટે અંદરનો ધુમાડો બધો બહાર નીકળી જઈ શકે. આ કાણાની નીચે જ અગ્નિ પેટાવ્યો હોય છે, જે આખો દિવસ તાપણા તરીકે તો કામ આવે જ છે અને ઉપરાંત ઘર-લોકોને રસોઈ તથા માંસ શેકવા માટે અને તેમની ચા ઉકાળવા પણ કામ આવે છે. ઘરનાં નાનાં છોકરાંઓ આ અગ્નિની આસપાસ પડ્યાં રહે છે અને ઘરની સ્ત્રી દેવતા પાસે બેસીને ગરમ ચા વલોવતી હોય છે.

તંબુના એક ખૂણામાં તેમનો પૂજાનો વિભાગ હોય છે, જ્યાં તિબેટી લોકોનાં દેવદેવીઓની કેટલીયે નાનકડી મૂર્તિઓ બાજઠ ઉપર ગોઠવેલી હોય છે અને તેમની વચ્ચે ભગવાન બુદ્ધની પિત્તળની એકાદ મૂર્તિ પણ ગોઠવેલી હોય છે. આ દેવદેવીઓની સામે નાનાં વાસણોમાં માખણ ભરીને સંખ્યાબંધ દીવાઓ પ્રગટાવેલા હોય છે અને પાસે બીજા નાના બાજઠ ઉપર તિબેટી લોકોના પુરાણ 'કંજુર'નાં કેટલાંક પાનાંઓ ઉપર મણકાઓ જડેલી તાંબાની તાસક મૂકેલી હોય છે. તંબુના બીજા એક ખૂણામાં માલ ભરેલી ચામડાની કોથળીઓની થપ્પી લગાવી હોય છે, જેમાં ચા, મીઠું વગેરે સામાન ભરેલો હોય છે. આવી વીસ-વીસ રતલ વજનની કોથળીઓ ઘેટાની બંને બાજુએ લટકાવીને તિબેટી લોકો તેમનો માલ એક સ્થળેથી બીજે

લઈ જાય છે.

વનરાજીવિહીન તિબેટમાં લોકો મુખ્યત્વે માંસાહારી જ છે. તેમનાં ઘેટાં-બકરાં તથા યાક ઉપરાંત બીજાં જંગલી પશુ-પક્ષીઓનો શિકાર કરીને તેનું માંસ તેઓ ખાય છે. માંસને શેક્યા વિના તેને કાચું જ કરડીને ખાતા રખડુ તિબેટી લોકો પણ જોવામાં આવે છે. માંસ ઉપરાંત જ્યાં કાંઈક ખેતી થાય છે, ત્યાંથી મેળવેલા અને ભારતથી આયાત કરેલા ઘઉં-જવના સત્તુને પણ તે લોકો ખાય છે.

તિબેટી લોકોને ચા પીવાનું એક વ્યસન જ છે. તેઓ દિવસના સાઠ-સિત્તેર પ્યાલા તો ચા પીએ છે. પરંતુ જગતને છાપરે પિવાતી ચામાં ખાંડને બદલે મીઠું નાખેલું હોય છે અને દૂધને બદલે માખણ! તિબેટી લોકો પહેલાં તો ગરમ પાણીમાં ચાને ઉકાળે છે અને પછી પાસેની એક લાંબી લાકડાની ગોળ નાળમાં તેને ભરીને અંદર મીઠું તથા માખણ નાખે છે. પછી તેમાં એક લાંબી લાકડી નાખીને વલોવે છે, અને જ્યારે અંદરનું મીઠું તથા માખણ એકરસ થઈ જાય છે, ત્યારે તે ચાને લાકડાના નાના વાડકાઓમાં કાઢીને પીએ છે. સહેજ સારી સ્થિતિના તિબેટીઓ અંદરની બાજુએ રૂપાનું પતરું જડેલા લાકડાના વાડકાઓ વાપરે છે. શોખીન તિબેટીઓ ખાસ ચીનથી પોતાની ચા મંગાવે છે અને આપણી ઈંટ જેવા જ આકાર અને કદનાં ચાનાં પાંદડાંઓનાં ચોસલાં તેઓ વાપરે છે.

જ્યારે જુઓ ત્યારે તિબેટીના તંબુમાં ચાનું પાણી ઊકળતું જ હોય છે અને ચાની અંદર સત્તુનો લોટ નાખીને તેની કણેક જેવું બનાવીને પણ તેઓ ખાય છે. સત્તુને તે લોકો 'સાંબા' કહે છે. ચા પીવા માટે તિબેટી લોકો લાંબો બાજઠ વાપરે છે. આ બાજઠનાં નીચેનાં પાટિયાં વાળી દઈને તેને બંધ પણ કરી શકાય છે, જેથી રખડુ તિબેટી લોકો તેને સહેલાઈથી સાથે ફેરવી શકે છે.

માંસ અને સત્તુ ઉપરાંત તિબેટી લોકો ખોરાકમાં યાકનું દૂધ અને દહીં પણ વાપરે છે અને માખણનો ઉપયોગ તો મુખ્યત્વે ચામાં ભેળવવા માટે અને મંદિરોમાં દીવા કરવા માટે જ કરે છે.

તિબેટના લોકો જવને પાણીમાં પલાળીને તેમાંથી એક પ્રકારનો શ્યામળા રંગનો દારૂ બનાવે છે. તેને 'છંગ' કહે છે. આખા દિવસનાં સખત પરિશ્રમ પછી સાંજ પડે તિબેટી છંગ પીએ છે, અને વારતહેવારે અને ઉત્સવ-પ્રસંગે તો તિબેટી લોકો સાથે મળીને છૂટથી છંગ પીએ છે.



(૩૧) એક તિબેટી નવયૌવના. (પૃષ્ઠ ૮૭)



(૩૨) એક તિબેટી કિશોર. પાછળ લટકાવેલા ટોપલામાં ચાકનું છાણું છે (પૃષ્ઠ ૮૫)



(૩૩) તિબેટી વેશભૂષા આ સ્ત્રીએ પોતાના વાળમાં અનેક સિક્કાઓ ગૂંથી દીધા છે (પૃષ્ઠ ૮૯)

તિબેટી લોકો સાંબા(સત્તુ)ને માંસના ટુકડાઓ સાથે ગરમ પાણીમાં ઉકાળીને તેમાં મીઠું નાખીને તેની રાબડી બનાવે છે. તેને 'ટુકપા' કહે છે અને સવાર-સાંજ તેઓ તે પીએ છે. તિબેટી લોકો યાકના દૂધમાંથી પનીર (Cheese) પણ બનાવે છે અને તેને 'છુરા' કહે છે.

ખાવાપીવાના જ્યાં સાંસા હોય ત્યાં પહેરવા-ઓઢવાનાં પણ ક્યાંથી ઠેકાણાં હોય? નિર્ધન, ભૂખડીબારશ તિબેટી ઉનાળામાં પણ સુખ્યત્વે ઘેટાના ચામડાનો ડગલો ચઢાવીને ફરે છે. ઠંડીથી બચવા આ ડગલાની બાંયો હાથનાં આંગળાંથી પણ વધુ લાંબી રાખે છે. તિબેટી પુરુષો ઘેટાના ઊનમાંથી વણેલો પાયજામો પહેરે છે, જ્યારે સ્ત્રીઓ ઊનનો લાંબો, ઘેરવાળો ડગલો પહેરે છે. સ્ત્રી-પુરુષો બન્ને ઊનના લાંબા, પગ સુધી પહોંચતા ડગલા ઉપર કેડે એક રંગીન કમરબંધ બાંધે છે. કેટલાંય થીગડાં મારેલાં તેનાં કપડાં તિબેટના બિહામણા દેખાવને અનુરૂપ જ લાગે છે.

એક નવાઈની વાત તો એ છે કે, તિબેટી લોકોને ફેલ્ટ-હેટ પહેરવાનો ખૂબ જ શોખ છે અને લામા ધર્મગુરુઓને બાદ કરતાં તિબેટના ઘણાખરા પુરુષો માથે ખાખી રંગની ફેલ્ટ-હેટ લગાવીને ફરતા હોય છે. તિબેટની ગરીબ વર્ગની સ્ત્રીઓ મોટેભાગે ઉઘાડે માથે હોય છે, પરંતુ સારી સ્થિતિના કુટુંબની સ્ત્રીઓ લ્હાસામાં બનેલી ફુંવાદાર ટોપી પહેરે છે.

તિબેટના હિમાચ્છાદિત પ્રદેશમાં રખડવા માટે તિબેટી લોકો લાંબા, ઢીંચણ સુધી પહોંચતા જોડા પહેરે છે. જોડાના તળિયે ચામડાનાં ત્રણ-ચાર પડ સીવી લીધેલાં હોય છે, જ્યારે જોડાનો બાકીનો અધો ભાગ ઊનનો બનાવેલો હોય છે. આવા જોડાને તેઓ 'લ્હામ' કહે છે અને તેનો ઉપરનો ભાગ લાલ-લીલા ચટાપટાવાળો હોય છે.

પૂર્વ અને પશ્ચિમ તિબેટના લોકોના પહેરવેશમાં ઘણો ફેર હોય છે. સરખામણીમાં પૂર્વ તિબેટના લોકો વધારે સમૃદ્ધ અને પૈસાપાત્ર હોય છે અને તેથી તેમનો પોષાક તેમજ રહેણીકરણી વધારે સ્વચ્છ અને સુઘડ હોય છે. લ્હાસા તરફની સ્ત્રીઓ સહેજ નાજુક અને રૂપગર્વિતા હોય છે (ચિત્ર નં. ૩૧). અમીર કુટુંબની સ્ત્રીઓ પોતાના સૌંદર્યની ખૂબ સંભાળ રાખે છે અને તેને કૃત્રિમ ઓપ આપવા માટે પાવડર, અત્તર વગેરેનો પણ ઉપયોગ કરે છે. ઉનાળાના તાપથી બચવા તેઓ ચીનાઈ પ્રકારની નાનકડી છત્રીઓ રાખે ...

ની સખત ઠંડીમાં મોઢું કાળું ન પડી જાય તેની પણ ખૂબ કાળજી રાખે છે. ગરીબ વર્ગની સ્ત્રીઓ અને છોકરીઓ મોઢા પર મેશ ચોપડે છે, પણ તે મોઢાની સુંદરતામાં વધારો કરવા નહીં પરંતુ કારમી ઠંડી સામે ચામડીનું રક્ષણ કરવા માટે જ. લ્હાસાની શ્રીમંત વર્ગની સ્ત્રીઓના પોષાકો ખૂબ જ કિંમતી હોય છે. ચીનથી ખાસ મંગાવેલા રેશમી કાપડ ઉપર કોઈ કોઈવાર તો જરીનું ભરતકામ અને ઓછા મૂલ્યનાં માણેક-મોતી પણ જડેલાં હોય છે. આવા પોષાકની કિંમત હજારો રૂપિયા થાય છે.

તિબેટની બધી જ સ્ત્રીઓ ગળામાં વિવિધ પ્રકારની માળાઓ પહેરે છે. સામાન્ય રીતે તો સાદા પથ્થરો અને મણકાઓની માળા બનાવેલી હોય છે, પરંતુ કેટલીક વાર માળામાં અકીકના પથ્થરો અને કસ્તૂરી-મૃગના દાંત પણ લટકાવ્યા હોય છે. માનતાઓ અને બાધા-રાખડીમાં ખૂબ શ્રદ્ધા રાખનારા તિબેટી લોકો ગળામાં તરેહતરેહનાં રૂપાનાં તાવીજો લટકાવે છે. આ તાવીજોમાં કેટલીક વાર કોઈ મંત્ર લખીને મૂકેલો હોય છે, તો કોઈ વાર સહેજ મોટા તાવીજની અંદર તો બુદ્ધ, ચેનરેઝી અથવા બીજાં કોઈ દેવ-દેવીની નાનકડી મૂર્તિ ગોઠવેલી હોય છે.

ભીષણ ઠંડી અને બરફના વરસાદ નીચે વસતો તિબેટી બિચારો નાહવા-ધોવાનું ક્યાંથી સમજે? તિબેટીની દિનચર્યામાં 'સ્નાન' શબ્દ જ નથી અને હિમાચ્છાદિત ગિરિમાળાઓની હવાથી જ તે શુદ્ધિ મેળવી લે છે. પરંતુ આ રીતે રહેતા તિબેટીનાં શરીર તેમ જ પોષાક ખૂબ જ અસ્વચ્છ અને દુર્ગંધ મારતાં હોય છે. દિશાએ જઈ આવ્યા પછી પણ તિબેટીને પાણી વાપરવાની જરૂર લાગતી નથી અને પોતાનાં કપડાં પણ તિબેટી લોકો કદી ધોતાં નથી. તેમનાં કપડાં તેમ જ તંબુઓમાં અસંખ્ય ચાંચડ અને જૂઓએ ઘર કર્યાં હોય છે. જગતના સૌથી ગંદા લોકો કદાચ જગતના આ છાપરા ઉપર જ વસતા હશે! સખત ઠંડી અને વિશુદ્ધ હવા-પાણીને લીધે જ તિબેટના લોકો રોગ અને રોગચાળાથી બચી જાય છે.

કદી પણ નાહવું જ ન પડતું હોવાથી તિબેટી નારી પોતાના વાળમાં જ પોતાનાં આભૂષણો ગૂંથી દે છે. તિબેટમાં આભૂષણો મુખ્યત્વે રૂપાનાં જ બનાવેલાં હોય છે અને તિબેટી લલના પોતાના વાળની અનેક સેરોમાં ભારત અને ચીનના રૂપાના સિક્કાઓ ગૂંથીને પહેરે છે. આ રીતે તિબેટી સ્ત્રીની પાછળ તેના વાળની લટોમાં સાઠ-સિત્તેર

રૂપિયાઓ ગૂંથેલા હોય છે (ચિત્ર નં. ૩૩). તિબેટી સ્ત્રીના વાળમાં સો–દોઢસો વર્ષના જૂના સિક્કાઓ પણ જોવા મળે છે. ખૂબ સમજાવટ પછી આવી એક સ્ત્રી પાસેથી તેના વાળમાંથી વિલિયમ ચોથાના રૂપિયા હું મેળવી શકયો હતો!

તિબેટી પુરુષો ઘેટાના ચામડાનો ડગલો પહેરે છે. ચામડાની રૂંવાંવાળી બાજુ અંદરની બાજુએ રાખે છે જેથી શરીરને સુંવાળી બાજુ જ સ્પર્શે અને ચામડાની સાદી બાજુ બહાર રહે. તિબેટમાં જમણો હાથ ડગલાની બાંયમાં ન નાખતાં બહાર ખુલ્લો જ રાખવાની પ્રણાલિકા છે; તેથી ચામડાનો ડગલો પહેરેલા પણ જમણો હાથ ખુલ્લો રાખીને ફરતા તિબેટીઓ બધે જોવા મળે છે (ચિત્ર નં. ૩૭). સ્ત્રીઓ તેમ જ પુરુષો પોતાના વાળને ગૂંથીને તેની લાંબી સેર રાખે છે અને સ્ત્રીઓ ઘણીવાર પોતાના વાળની અસંખ્ય નાની–નાની સેરો ગૂંથીને પીઠ ઉપર લટકતી રાખે છે. તિબેટમાં પુરુષોમાં પણ વાળની સેર રાખવાનો રિવાજ કદાચ ભારત અને ચીનના લોકોની ચોટલી રાખવાની પ્રથા ઉપરથી પડ્યો હશે.

તિબેટના લોકો મુખ્યત્વે મંગોલ જાતિના હોવાથી પુરુષોને દાઢી–મૂછ ઊગતાં નથી. અપવાદરૂપે કોઈક નાનકડી દાઢીવાળો તિબેટી જોવા મળે. આમ તિબેટી સ્ત્રી તથા પુરુષના ચહેરામાં બહુ સામ્ય હોય છે. વળી સ્ત્રી તથા પુરુષના પોષાકમાં પણ સરખાપણું છે અને સ્ત્રી તથા પુરુષ બંને વાળની લાંબી સેર રાખતા હોવાથી ઘણી વાર કોઈ તિબેટી સ્ત્રી છે કે પુરુષ તે ઓળખી કાઢવું મુશ્કેલ બને છે!

આછી વસતિવાળા અને આબોહવા તથા કુદરતની અનેક આફતો-થી ભરેલા વેરાન પ્રદેશમાં રખડુ જીવન ગાળતા તિબેટી લોકોમાં અનેક પ્રકારના વિચિત્ર લાગતા રીતરિવાજો છે. તેમના સમાજનું બંધારણ જરા યે કડક કે સખત નથી. જીવનના દરેક ક્ષેત્રમાં વ્યક્તિ-સ્વાતંત્ર્ય ખૂબ છે અને ધાર્મિક બાબતોમાં, લગ્ન–સંબંધમાં કે કૌટું-બિક વિષયોમાં તિબેટી પોતાની ઇચ્છા પ્રમાણે વર્તી શકે છે. સામાન્ય રીતે તિબેટમાં ચીન તથા ભારતની માફક સંયુક્ત કુટુંબની પ્રથા છે. ગૂંચવાડાભર્યા વેપાર–ધંધા વિનાના તિબેટમાં પિતાની મિલકત વહેંચી લેવામાં કજિયા–ટંટા થતા નથી.

તિબેટમાં સ્ત્રી પુરુષની સમોવડી ગણાય છે અને ઘણીખરી બાબતો-માં તેને સમાન હક્ક હોય છે. સ્ત્રી પોતાની વ્યક્તિગત મિલકત રાખી શકે છે અને તેને પતિ સાથે અણબનાવ થાય તો છૂટાછેડા

પણ મેળવી શકે છે. છૂટાછેડા લેતી વખતે પત્નીને સંયુક્ત મિલકતમાંથી હિસ્સો પણ મળે છે. લગ્નસમયે પતિ–પત્ની વચ્ચે બદલો આપવાની એક રકમ નક્કી કરવામાં આવે છે અને ભવિષ્યમાં જો કદી છૂટાછેડા લેવાનો પ્રસંગ આવે તો બેમાંથી દોષિત ઠરનારે અગાઉ નક્કી કરેલી બદલાની અગર નુકસાનીની રકમ ભરી આપવી પડે છે.

લગ્ન–જીવન વિષે તિબેટી સમાજમાં એટલી તો છૂટ છે કે આપણને ત્યાંના લોકોનું ચારિત્ર્ય ખૂબ જ નીચું અને શિથિલ લાગે. પતિ–પત્નીને સહેલાઈથી છૂટાછેડા મેળવવાની તો સગવડ છે જ, પરંતુ વધારામાં ત્યાંના સમાજમાં બહુ–પતિ–પ્રથા પ્રચલિત છે. બહુ–પત્ની–પ્રથા પણ ક્વચિત્ જોવા મળે છે.

મોટેભાગે સંયુક્ત કુટુંબમાં બધા ભાઈઓ વચ્ચે એક જ પત્ની હોય છે. કુટુંબમાં મોટો ભાઈ પરણીને આવે એટલે તેની પત્ની બીજા બધા ભાઈઓની પણ પત્ની ગણાય છે અને બધા જ ભાઈઓ તેની સાથે પતિનો સંબંધ રાખી શકે છે. પાંચાલના સ્વયંવરમાં અર્જુને જીતીને મેળવેલી દ્રૌપદી બધા ય પાંડવોની પત્ની ગણાઈ, તેમ આજે પણ તિબેટમાં આવાં ઘણાં પાંડવ–કુટુંબો જોવા મળે છે. કોઈ પણ જાતના કલહ વિના બધા ભાઈઓ સરળ રીતે ઘરનો વ્યવહાર ચલાવે છે. પરંતુ આ રીતે જન્મેલાં બધાં બાળકો મોટા ભાઈનાં જ ગણાય છે.

જે સમાજમાં પુરુષ–વર્ગનો લગભગ ચોથો ભાગ તો બૌદ્ધ ધર્મના સાધુઓનો જ બનેલો છે, ત્યાં આ બહુ–પતિ–પ્રથા અસંબદ્ધ લાગે છે. જગતના છાપરે વસેલા તિબેટની અનેકવિધ આશ્ચર્ય–ઘટનાઓમાંની તે એક છે. પરંતુ તિબેટમાં બધા જ સાધુઓ અને ધર્મગુરુઓ સંયમી હોય છે, એમ નથી. લાલ–પંથના સાધુઓ તો છડેચોક પરણે છે અને ગૃહસ્થ–જીવન ગાળે છે.

તિબેટી સમાજમાં વિધવા સ્ત્રીઓ છૂટથી ફરી વાર પરણે છે અને વિધિસર લગ્ન કર્યાં વિના પણ સંબંધ રાખે છે. આવા સંબંધને 'નિયોગ' કહે છે અને આવા નિયોગથી જન્મેલાં બાળકો તે સ્ત્રીનાં જ ગણાય છે. આવા બધા સંબંધોથી જન્મેલાં બાળકો સમાજમાં કલંકી ગણાતાં નથી અને તેમને બીજાં બાળકો જેટલા જ હક્ક અને દરજ્જો હોય છે.

તિબેટી લોકોમાં વિચિત્ર પ્રકારના હાવભાવ હોય છે. તેઓ આગંતુકને આવકાર આપવા માટે પોતાની લાંબી જીભ બહાર કાઢે છે અને આપણે જેમ 'રામ રામ, ભાઈ!' કહીએ તેમ તેઓ 'ખમ

જ્મ, મોશે' કહે છે (ચિત્ર નં. ૪૦). તિબેટી ભિખારીઓ તેમ જ બાળકો પૈસો માગવા માટે હાથની મુઠ્ઠી વાળીને અંગૂઠો સામે ધરે છે. આપણે ત્યાં છોકરાઓ એકબીજાને ચીડવવા અંગૂઠો બતાવે છે, ત્યારે આ લામા–દેશમાં તે તેમની યાચકવૃત્તિનું ચિહ્ન છે. તેઓ માન આપવા માટે નીચા વળીને 'જૂ' કહે છે.

તિબેટમાં યાક, ઘોડો તથા ઘેટાં–બકરાં જેવાં પાલતૂ પશુ ઉપરાંત અનેક જાતનાં જંગલી પશુઓ છે. બરફનો ચિત્તો, વરુ, બરફનું રીંછ, કસ્તૂરી–મૃગ, શિયાળ, સસલું અને રૂંવાંદાર લોંકડી જેવાં અનેક પ્રાણીઓ તિબેટમાં છે. કૈલાસની દક્ષિણે આવેલા બરખાના મેદાનમાં અને તિબેટના બીજા સપાટ વિસ્તારોમાં કિયાંગ એટલે જંગલી ઘોડાઓ સેંકડોની સંખ્યામાં રખડતા હોય છે. તિબેટમાં એક મોટી ઘૂસ (Marmot) થાય છે, જે શિયાળાના મહિનાઓમાં જમીનમાં ઊંડું દર કરીને ઊંઘી જાય છે. ગાઢ નિદ્રા(Hybernation)ને લીધે તેને ભૂખ લાગતી નથી અને વસંત–ઋતુ બેસતાં જ તે ઊઠે છે અને ખોરાકની શોધમાં નીકળે છે.

પૂર્વ એશિયાની બીજી ભાષાઓની જેમ તિબેટી ભાષાની માતા પણ સંસ્કૃત છે. તિબેટી ભાષાની લિપિ આપણી નાગરી લિપિમાંથી જ ઉદ્ભવેલી છે. તેમનો વિખ્યાત મણિમંત્ર તિબેટી ભાષાથી અપરિચિત પ્રવાસી પણ વાંચી શકે.

તિબેટી ભાષાનું સાહિત્ય વિપુલ છે, પરંતુ તેમાં મુખ્યત્વે તો બધા ધાર્મિક ગ્રંથો છે. તિબેટી સાહિત્ય ઉપર આપણી સંસ્કૃત તથા પાલી ભાષાની સંગીન અસર છે. યવનકાલ દરમ્યાન નાશ પામેલા ઘણા બૌદ્ધ ધર્મગ્રંથો પાછળથી તિબેટમાંથી મળી આવ્યા છે.

તિબેટી ભાષામાં વિશેષ લોકપ્રિય પુરાણનું નામ છે 'કંજુર.' આ ઉપરાંત 'ધમ્મપદ' તથા 'જાતકકથાઓ' જેવાં અનેક પાલી તેમ જ સંસ્કૃત પુસ્તકોનાં તિબેટી ભાષાંતર છે. કૈલાસ વિષે પણ તેમનામાં એક પુરાણ છે, જેનું નામ છે 'કંગરી કરછક.' તિબેટી પુરાણ 'કંજુર'ના ૧૦૮ વિભાગો છે, જ્યારે બીજા એક પુરાણ 'તંજુર'ના ૨૩૫ વિભાગો છે.

તિબેટી લોકો તેમનાં પુસ્તકો માટે હાથે બનાવેલા પણ ટકાઉ કાગળો વાપરે છે અને તે ઉપર છાપવા માટે આખા પાનાના શબ્દો એક બીબા ઉપર સુંદર અક્ષરે કોતરી કાઢે છે. આવાં ધાર્મિક પુસ્તકો છાપવાનું કામ લ્હાસા પાસે આવેલી મોટી ગોમ્પાઓમાં વિશેષે

કરીને થાય છે.

તિબેટનું મૂળ નામ છે ત્રિવિષ્ટપ. શ્યામચીન તથા યવદ્વીપની જેમ એક કાળે ભારતના જ ગણાતા આ પ્રદેશ વિષે પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં ઘણા ઉલ્લેખ મળી આવે છે. આપણા જ દેશમાંનું સાર્વભૌમત્વ અને એકતા તૂટી પડ્યાં તેની સાથે બૃહદ્ ભારતના આપણા સામ્રાજ્યનો પણ અસ્ત થયો. ભારતના વ્યાપારી તેમ જ સાંસ્કૃતિક આધિપત્યને સ્વીકારતા પૂર્વ-પશ્ચિમના બધા દેશો આપણે ગુમાવી બેઠા અને ઉપરાંત આપણે પોતે પણ પરદેશી આક્રમણકારોના દાસ બન્યા. આ અંધકારયુગ દરમ્યાન આપણે આપણા બીજા ભાઈઓની જેમ તિબેટી લોકોને પણ વીસરી ગયા અને તિબેટ ચીનના પ્રભાવશાળી મંચુ સામ્રાજ્યના વર્ચસ્વ નીચે ગયું. આમ બનવા છતાં પણ રૂઢિચુસ્ત તિબેટીઓના હૃદયમાં ઊંડેઊંડે પડેલી આર્યસંસ્કૃતિના સંસ્કારો અને રીતિ-નીતિઓની છાપ ભુંસાઈ નહીં અને જ્યારે ચીનના સામ્રાજ્યની શક્તિ નરમ પડી ત્યારે તે વેળાએ ભારતમાં સત્તારૂઢ અંગ્રેજોએ તિબેટ ઉપર પોતાનો દોર જમાવવા પ્રયત્ન કરવા માંડ્યા. કોઈ પણ પ્રકારનાં યંત્રો કે હથિયારોથી સાવ અજાણ્યા તિબેટના બચાવનું એક માત્ર સાધન તેની ભાગોલિક સ્થિતિ હતી. ૧૯૦૪માં અંગ્રેજોએ પ્રથમવાર કર્નલ ફ્રાન્સિસ યંગહસ્બન્ડ નામના સેનાપતિની આગેવાની નીચે સૈન્ય મોકલ્યું. યંગહસ્બન્ડે લ્હાસા જીત્યું અને પોતાને અનુકૂળ વ્યાપારી હક્કો મેળવીને તે પાછો ફર્યો. આ આધારે બ્રિટિશ સરકારનો એક પ્રતિનિધિ તિબેટમાં રહેવા લાગ્યો અને ૧૯૪૭માં ભારત સ્વતંત્ર થયું ત્યારથી આપણી સરકારનો પ્રતિનિધિ લ્હાસામાં રહે છે. આ સંધિના આધારે ભારતીય સૈન્યનું એક દળ પણ તિબેટમાં ગ્યાંત્સે પાસે રહે છે અને ત્યાંનો માર્ગવ્યવહાર સાચવે છે.

હાલના કાશ્મીર રાજ્યનો ઈશાને આવેલો લદ્દાખ પ્રાંત મૂળ પશ્ચિમ તિબેટનો જ એક ભાગ હતો. આઠમી સદીની શરૂઆતમાં કાશ્મીરના રાજા લલિતાદિત્યે તેને જીતી લીધેલો. પણ પછી ભૌગોલિક પરિસ્થિતિને લીધે તે પાછો પશ્ચિમ તિબેટમાં ભળી ગયો. ઈ. સ. ૧૮૪૦માં કાશ્મીર રાજ્યના સેનાપતિ જોરાવરસિંહે પોતાના ચુનંદા સૈનિકો સાથે પશ્ચિમ તિબેટ ઉપર આક્રમણ કર્યું અને આખો લદ્દાખ પ્રાંત જીતી લીધો. સંખ્યામાં ઓછા પરંતુ શિસ્તબદ્ધ અને સુસજ્જ સૈનિકોથી તેમણે તિબેટી લોકોના મોટા દળને હરાવ્યું. સ્વભાવે જ વહેમી તિબેટી લોકોએ જોરાવરસિંહમાં કોઈ દૈવી શક્તિ જોઈ અને

પડીના યુદ્ધમાં જોરાવરસિંહ મરાયા તો પણ તેમની વીરતાની ખૂબ પ્રશંસા કરી અને જે સ્થળે તે મૃત્યુ પામ્યા ત્યાં એક ચોરતેન (સ્તૂપ) ઊભો કર્યો. આજે પણ તકલાકોટ ગામથી થોડેક જ દૂર આવેલા ટોયો ગામ પાસે જોરાવરસિંહનો ચોરતેન તેમની વીરતાની તેમ જ તિબેટી લોકોની નિખાલસતાની યાદ આપતો ઊભો છે.

લદાખમાં બૌદ્ધ તિબેટીઓ જ વસે છે અને સાંસ્કૃતિક, ભૌગોલિક તેમ જ સમાજિક દૃષ્ટિએ લદાખ પ્રાંત તિબેટી છે. ઊંચો ઝોજીલા ઘાટ ઓળંગીને લદાખ પહોંચાય છે. ત્યાંના મુખ્ય ગામ લેહ પાસે મોટી બૌદ્ધ ગોમ્પાઓ આવેલી છે.

ભારતમાં આવીને વસેલા તિબેટી લોકો 'ખંપા' કહેવાય છે. દુર્ગમ હિમાચલની પાર વસેલા અને બહારના જગતથી અલિપ્ત રહેલા તિબેટ દેશમાં પણ ગાંધીજીનું નામ જાણીતું છે અને બધાને પૂજનીય છે. બુદ્ધની સમકક્ષાના બાપુને બૌદ્ધ તિબેટીઓ 'ગાંધી–મહારાજા'ના નામથી ઓળખે છે. ભારતથી આવેલા યાત્રીઓને તિબેટી લોકો ઘણીવાર 'લામા–ગુરુ'ના નામથી સંબોધે છે.

ભૌગોલિક પરિસ્થિતિને લીધે તિબેટનો બહારના જગત સાથેનો બધો વ્યવહાર ભારત મારફત જ થાય છે. લ્હાસા સાથે સંકળાયેલો ભારતથી ગ્યાંત્સે સુધીનો ટપાલ–વ્યવહાર પણ ભારત સરકાર જ ચલાવે છે અને તિબેટનો પરદેશો સાથેનો બધો આયાત–નિકાસ વ્યાપાર પણ ભારત દ્વારા જ થતો આવ્યો છે.

રાજધાની લ્હાસા ઉપરાંત તિબેટમાં શિગત્સે, ગ્યાંત્સે, યાતુંગ વગેરે મોટાં ગામો છે, જ્યારે પશ્ચિમ તિબેટમાં ગરતોક, થુલિંગ, તકલાકોટ વગેરે મોટાં ગામ આવેલાં છે. ભારતથી તિબેટની રાજધાની લ્હાસા પહોંચવા માટે દાર્જિલિંગ નજીક કાલીમ્પોંગથી સિક્કીમ રાજ્યના ગંગતોક શહેરથી જવું પડે છે.

લ્હાસાની વસ્તી લગભગ પચીસ હજારની છે, પરંતુ લ્હાસા શહેરની ભાગોળે જ આવેલા ત્રણ વિશાળ બૌદ્ધવિહારમાં વસતા સાધુઓને ઉમેરતાં લ્હાસાની વસતિ લગભગ પચાસ હજાર સુધી પહોંચે છે.

તિબેટી લોકોના સમ્રાટ અને સર્વોપરી ધર્મગુરુ દલાઈ લામાનુ નિવાસસ્થાન પણ લ્હાસા છે. હિંદુઓને જે પૂજ્યભાવ કાશી માટે છે, મુસલમાનોને મક્કા માટે છે અને ખ્રિસ્તીઓને જેરૂસલેમ માટે છે તેટલો જ પૂજ્યભાવ દરેક તિબેટીને લ્હાસા માટે છે. કોઈ ને કોઈ ઉત્સવ અથવા પર્વ નિમિત્તે દર વર્ષે લાખો તિબેટીઓ લ્હાસાની

યાત્રાએ જાય છે.

દલાઈ લામાનો ભવ્ય, વિશાળકાય મહાલય સમગ્ર લ્હાસા નગરને ઓપ દેતો એક ટેકરી ઉપર ઊભો છે. લાલ ટેકરી ઉપર આવેલા આ અદ્ભુત મહેલનું નામ છે 'પોટાલા.' મૂળ 'દેવાલય' ઉપરથી અપભ્રંશ થયેલા આ નામનો અર્થ પણ 'દેવોનું રહેઠાણ' થાય છે. ઈ. સ. ૧૬૪૧માં તે સમયના પાંચમા દલાઈ લામાએ આ વિશાળ મહાલય બંધાવ્યો હતો અને તેને બાંધતાં વર્ષોનાં વર્ષો લાગ્યાં હતાં.

આસપાસ બીજી ટેકરીઓથી ઘેરાયેલા 'પોટાલા'ના પગ આગળ લ્હાસા શહેર વિસ્તરેલું છે અને આ ભવ્ય પ્રાસાદ માનવે બાંધ્યો ન હોય અને સ્વયંભૂ જ ઊભો થયો હોય તેટલો અદ્ભુત અને અપૂર્વ લાગે છે. ફક્ત પથ્થર અને ઈંટથી જ બંધાયેલો 'પોટાલા' સફેદ અને લાલ રંગથી રંગાયેલો છે અને તેમાં એક હજારથી પણ વધારે ઓરડાઓ અને કેટલાં ય નાનાં મંદિરો આવેલાં છે. છેક ઉપર અગાસીમાં પહેલાંના સાત દલાઈ-લામાના સોને મઢેલા સમાધિ-સ્તૂપો ચણેલા છે. 'પોટાલા'ની ટેકરીની પરિક્રમા પાંચ માઈલની થાય છે અને દરેક લ્હાસાવાસી વર્ષમાં એક વખત તો આ પ્રદક્ષિણા કરે જ છે. લ્હાસામાં કોઈ કોઈ મકાનો ત્રણ-ચાર માળનાં પણ હોય છે. પરંતુ શહેરની ગલીઓ ખૂબ જ ગંદી અને દુર્ગંધ મારતી હોય છે. લ્હાસામાં એક જોકંગ નામનું મંદિર છે, તેમાં ચીનથી લાવવામાં આવેલી એક બહુ જ મનોરમ મૂર્તિ છે.

ખેતી-વિહોણા તિબેટમાં ઘણા નાના પરચૂરણ ગૃહ-ઉદ્યોગો ખીલ્યા છે. તેમાં મુખ્ય તો ઊનમાંથી કાંતવાનો, ગૂંથવાનો અને વણવાનો ઉદ્યોગ પ્રચલિત છે. પોતાને પહેરવાનાં કપડાં ઉપરાંત તિબેટી લોકો ઊનમાંથી ખૂબ ઘટ્ટ અને ટકાઉ ધાબળા બનાવે છે. આવા જાડા ધાબળાને 'ચુટકા' કહે છે અને તિબેટની કારમી ઠંડીમાં ત્યાંના લોકોને આ ચુટકા જ રક્ષણ આપી શકે છે. સામાન્યપણે ચુટકાઓ સફેદ અથવા કાળા રંગના હોય છે. એનાથી પાતળા ધાબળાને 'શુલ્મા' કહે છે.

પશ્ચિમ તિબેટનો ભારત સાથેનો બધો વ્યાપાર સરહદ પર રહેતા ભોટીઆ વેપારીઓ જ ચલાવે છે. વસંતના આગમન સાથે જ તેઓ પોતાનાં સેંકડો ઘેટાં-બકરાંની વણજારો સાથે તિબેટ જવા નીકળી પડે છે. ઘેટાંની પીઠ ઉપર બંને બાજુ ચામડાની મજબૂત કોથળીઓ લટકાવી તેઓ ભારતથી ઘઉં, જવ, ચોખા, સત્તુ, ગોળ, કાપડ, ચા, વાસણો, દીવાસળી, મીણબત્તી અને જીવનની બીજી અનેક-

વિધ જરૂરિયાતો તિબેટ લઈ જાય છે.

તકલાકોટ ગામ પાસે નદીની ભેખડ ઉપરની સપાટ જમીન ઉપર આ ભોટીઆ વેપારીઓ એક મંડી અથવા બજાર ત્રણ મહિના ચલાવે છે. ભારત-તિબેટ કરારની રૂએ ભારતવાસીઓ તિબેટમાં પાકા છાપરાવાળું મકાન તો બાંધી નથી શકતા, એટલે આ મંડી માટે માટી અને પથ્થરની છાપરા વિનાની દુકાનો હારબંધ ઊભી કરી છે. ઉનાળામાં ભોટીઆ વેપારીઓ જેમજેમ તકલાકોટ આવતા જાય છે, તેમતેમ પોતાની દુકાનો સાફસૂફ કરીને ઉપર તંબુના કાપડથી ઢાંકી દે છે (ચિત્ર નં. ૧૩).

ભોટ પ્રદેશના ચૌદાંસ તથા બ્યાંસ-પટ્ટીના વેપારીઓ તકલાકોટમાં મંડી ભરે છે, જ્યારે નેપાલના વેપારીઓ તકલાકોટની પાસે જ આવેલા શુકુંગ નામના ગુહા-ગ્રામ પાસે મંડી ભરે છે. મીલમ-જોહારના ભોટીઆ વેપારીઓ કૈલાસની પશ્ચિમે આવેલા જ્ઞાનીમા પાસે મંડી ભરે છે. જ્યારે દારમા-પટ્ટીના વેપારીઓ જ્ઞાનીમા પાસે છકામાં મંડી ભરે છે. તે જ પ્રમાણે જોશીમઠ પાસેના નીતિ તરફના ભોટીઆઓ નાણા ગામે પોતાની મંડી ભરે છે. સામાન્ય રીતે આ મંડીઓ જુલાઈથી સપ્ટેમ્બર સુધી ચાલે છે અને તેમાં લાખો રૂપિયાના માલની લેવડદેવડ થાય છે. જ્ઞાનીમા-મંડી સૌથી મોટી ગણાય છે.

ભારતથી લાવેલી તૈયાર ચીજોના બદલામાં ભોટીઆ વેપારીઓ તિબેટીઓ પાસેથી ઊન, ઊનના ધાબળાઓ, ચુટકાઓ, ઘેટાં-બકરાં, સિંધવ, ટંકણખાર, ચામડાં વગેરે ખરીદે છે. રોકડા રૂપિયાથી પણ વ્યવહાર થાય છે અને ઘણીવાર ચીજ-વસ્તુઓનો જ વિનિમય થાય છે. પશ્ચિમ તિબેટના રખડુ લોકો ઉનાળામાં આ મંડીઓ પર જઈ આખા વર્ષ દરમ્યાન પોતે એકઠી કરેલી પેદાશ ભોટીઆ વેપારીઓને વેચે છે અને બદલામાં આવતા વર્ષ માટેની પોતાની બધી જરૂરિયાતો ખરીદી લે છે.

તિબેટમાં કોઈ કોઈ સ્થળે કસ્તૂરી-મૃગ હોય છે. તિબેટના લોકો તેનો શિકાર કરીને તેનો 'બીનો' (નાભિ) કાપી લે છે અને ભોટીઆ વેપારીઓને તે વેચે છે. આ રીતે આપણને આપણી આયુર્વેદિક ઔષધિમાં વપરાતી કસ્તૂરી મળે છે. કસ્તૂરી ખૂબ મોંઘી હોવાથી બનાવટી માલ પણ બજારોમાં આવે છે. યાત્રીએ તે ખરીદતા પહેલાં પૂરતી ચોકસાઈ કરી લેવી.

તિબેટી યાકનો પૂંછડીનો ગુચ્છો ચંવર અથવા ચામર તરીકે

પ્રસિદ્ધ છે અને એશિયાભરમાં મંદિરો, મઠો તથા વિહારોમાં તે ચામર તરીકે વપરાય છે. યાત્રી તિબેટી લોકો પાસેથી તે ખરીદી શકે છે.

તિબેટનાં ચલણી નાણાંમાં મુખ્યત્વે ચાંદીના ટંકા, ચુગો અને સાંગ પ્રચલિત છે. ટંકાથી નાના તાંબાના સિક્કાઓ પણ વપરાશમાં છે. હિંદી રૂપિયા પણ તિબેટના લોકો છૂટથી સ્વીકારે છે અને આપણા એક રૂપિયાના તેમના ચાર ટંકા થાય છે. સને ૧૯૧૨માં તિબેટમાં પ્રથમ વાર ટપાલની ટિકિટો પણ કાઢવામાં આવી હતી, જો કે ટપાલ-વ્યવહાર ખાસ કરીને તો લ્હાસા, શિગત્સે અને ગ્યાંતસેથી જ થાય છે.

તિબેટી પંચાગ ઉપર ભારતીય પ્રણાલિકાની અસર છે. તિબેટમાં સાઠસાઠ વર્ષનાં ચક્રથી કાલગણના કરે છે. સાઠ વર્ષમાં વળી બાર-બાર વર્ષના પાંચ વિભાગો હોય છે. પાંચ વિભાગોનાં નામ પંચ મહાભૂતનાં નામો ઉપરથી છે, જ્યારે બાર વર્ષોનાં નામ ઘોડો, હાથી, વગેરે પ્રાણીઓનાં નામ ઉપરથી છે. તિબેટી વૈદક બહુ ઊંડું છે અને તેના ઉપર આયુર્વેદની અસર સ્પષ્ટ છે. તિબેટી ગોમ્પાઓમાં વૈદક શીખવવામાં આવે છે.

તિબેટ એક અજોડ, સંપૂર્ણ રીતે ધાર્મિક પ્રથાઓથી ચાલતો દેશ છે. તિબેટ જેવું ધર્મનિષ્ઠ રાજ્ય જગતભરમાં હવે બીજે કશે ભાગ્યે જ જોવા મળે.

કૅથોલિક ખ્રિસ્તીઓના સર્વોપરી ધર્મગુરુ પોપનું નામનું રાજ્ય ફક્ત એક વેટીકન શહેર પૂરતું જ મર્યાદિત છે, જ્યારે તિબેટના સર્વસત્તાધીશ દલાઈ-લામાનું શાસન આઠ લાખ ચોરસ-માઈલથી પણ વધુ વિસ્તારવાળા આખા તિબેટમાં ચાલે છે. ભગવાન બુદ્ધના સાક્ષાત્ અવતાર તરીકે મનાતા દલાઈ-લામા કોઈ સમ્રાટ કરતાં પણ વધુ સત્તા ભોગવે છે અને બધી જ બાબતોમાં તેમની આજ્ઞા આખરી ગણાય છે.

આપણા દેશમાં કોઈ ધર્મગુરુ અથવા મઠાધિપતિની ગાદીનો વારસ તેમનો પટ્ટશિષ્ય ગણાય છે અને ખ્રિસ્તીઓના સર્વોપરી ધર્મ-ગુરુ પોપના મૃત્યુ પછી તેમના કાર્ડીનલોની સમિતિ નવા પોપને ચૂંટી કાઢે છે. પરંતુ અજોડ દેશ તિબેટમાં તેમના સર્વસત્તાધીશ દલાઈ-લામાના મૃત્યુ પછી તેમનાં વારસને શોધી કાઢવાની પણ એક અજબ રીત છે.

દલાઈ-લામા મૃત્યુ પામ્યા પછી પોતે જ તિબેટમાં ફરી જન્મ લે છે એવી માન્યતા છે.

દલાઈ–લામાના અવસાન પછી તેમણે ફરીથી કયાં જન્મ લીધો છે તે શોધવા માટે ચાર–પાંચ વર્ષ સુધી રાહ જોવી પડે છે. તે પછી રાજ્યના મોટા જ્યોતિષીઓ અને ધર્માચાર્યો વર્તારો કાઢે છે. તે દિશામાં ખાસ નીમેલા લામાઓ તથા અમલદારો નૂતન દલાઈ–લામાની શોધ કરવા નીકળે છે. નવા દલાઈ–લામાનાં માતા–પિતા, તેમનું રહેઠાણ તથા આસપાસનાં સ્થળો વિષે થોડીઘણી એંધાણીઓ તેમને મળી હોય છે, તે આધારે તેઓ ગામેગામ ફરે છે. તેમને મળેલાં ચિહ્નોને મળતા આવનારા ત્રણ–ચાર વર્ષની ઉંમરના બધા જ બાળકોને તેઓ બોલાવે છે અને તેમની પાસે ગત દલાઈ–લામાના દૈનિક વપરાશની એક–બે ચીજો બીજી અનેક ચીજો સાથે ભેળસેળ કરીને મૂકે છે. જે બાળક દલાઈ–લામાની જ વસ્તુને ઓળખી લે છે અને તે પોતાની જ હોય તેમ વર્તે છે તેને દલાઈ–લામાના અવતાર તરીકે માનવામાં આવે છે અને પછી તો ભારે ધામધૂમ સાથે તેમનો સમ્રાટ તરીકે અભિષેક કરવામાં આવે છે. લ્હાસા શહેરમાં તેમનો રાજ્યાભિષેક કરવામાં આવે છે. અમેરિકામાં ચાર વર્ષે થતી પ્રમુખની ચૂંટણી વખતે જેટલી ધમાલ કે ચકચાર નહીં થતી હોય તેટલી તિબેટમાં દલાઈ–લામાની શોધ વખતે થાય છે!

દલાઈ–લામા બોધિસત્ત્વ અવલોકિતેશ્વરનો તથા તિબેટી કુલદેવતા ચેનરેઝીનો અવતાર મનાય છે. હાલના દલાઈ–લામા ચૌદમા છે. બુદ્ધનો અવતાર મનાતા દલાઈ–લામા પરણતા તો નથી જ, પરંતુ સ્ત્રીઓ સાથે કશો વ્યવહાર પણ રાખતા નથી. મદિરા પણ તેમને નિષિદ્ધ છે; જો કે તેમને માંસાહાર તો કર્યે જ છૂટકો!

દલાઈ–લામાની બાળક અવસ્થામાં જ શોધ કરવામાં આવે છે એટલે તે પુખ્ત ઉમ્મરના થાય ત્યાં સુધી તેમના વતી રાજ્ય–તંત્ર ચલાવવા માટે એક 'રીજંટ'ની નિમણુક કરવામાં આવે છે. દલાઈ–લામા અઢાર વર્ષના થાય ત્યાં સુધી તેમના વતી આ રીજંટ કારોબાર ચલાવે છે; પરંતુ ચીનના કમ્યુનિસ્ટોના આક્રમણની ભીતિને લીધે હાલના દલાઈ–લામાને ૧૬ વર્ષની જ વયે બધી સત્તાઓ સુપ્રત કરવામાં આવી હતી. હાલના દલાઈ–લામાનાં માતા તથા ભાઈ–બહેનો હયાત છે અને લ્હાસામાં જ ઠાઠથી રહે છે.

દલાઈ–લામાના હાથ નીચે ત્રણ પ્રધાનમંડળો રાજ્યની બધી વ્યવસ્થા સંભાળે છે. તિબેટની લોકસભાને 'થોન્ગ–ડુ' કહે છે. તિબેટમાં મુખ્ય પ્રાંતોમાં વ્યવસ્થા રાખવા માટે સૂબાઓ 'ગરપન'

નીમેલા હોય છે અને પશ્ચિમ તિબેટના 'ગરપન' ગરતોક ગામમાં રહે છે. તિબેટમાં લગભગ ૬૦ જિલ્લાઓ છે. જિલ્લાને 'ઝોંગ' કહે છે અને તેના અધિકારીને 'ઝોંગપન' કહે છે.

અજાયબઘર જેવા તિબેટમાં કરવેરા ઉઘરાવવાની અજબ રીત છે. દેશના જુદાજુદા ઝોંગપન સાથે આખા વર્ષના કરવેરાની ઊચક રકમ નક્કી કરવામાં આવે છે અને તેનો ઠેકો (ઇજારો) આપવામાં આવે છે–તે ઉપરાંત ઉઘરાવેલી રકમ ઝોંગપનની પોતાની! આ ઉપરાંત તિબેટભરમાં બેગાર અથવા વેઠની પ્રથા પણ ખૂબ છે.

તિબેટમાં દલાઈ-લામા જેમ અવતારી મનાય છે, તેમ બીજા પણ અવતારી લામાઓ મળી આવે છે. કોઈ મોટા લામાના મૃત્યુ બાદ ચારપાંચ વર્ષ પછી કોઈ નાનો બાળક ગોમ્પામાં આવ્યો હોય ત્યારે ગત લામાની પુરાણી વસ્તુઓને ઓળખી કાઢે અને પોતાની જ હોય તેમ વ્યવહાર કરે તો તેને મૃત લામાનો જ અવતાર માનવામાં આવે છે અને મોટી ધામધૂમ સાથે તેને ગોમ્પાની ગાદીએ બેસાડવામાં આવે છે. આવા અવતારી લામાને તુલ્કુ-લામા કહે છે. આખા તિબેટમાં બધા મળીને આવા આશરે હજારેક તુલ્કુ-લામા હશે (ચિત્ર નં. ૩૮).

તિબેટના સાધુઓમાં બે શ્રેણી છે. નીચલા વર્ગના સાધુઓ 'દાબા' કહેવાય છે અને મોટો ભાગ દાબાઓનો જ છે. ઘણા દાબા નાની વયના વિદ્યાર્થીઓ હોય છે અને ગોમ્પાનું સામાન્ય કામકાજ બધું તેઓ કરે છે. પુરાણો અને ધર્મશાસ્ત્રોના વર્ષોના ઊંડા અભ્યાસ પછી અને વર્ષોના સદાચારી જીવન પછી દાબાને લામાની શ્રેણી મળે છે. લામાઓ મોટા રંગીન ઝભ્ભા પહેરે છે. દાબાઓ બધી જાતના કામધંધા તથા વેપાર-નોકરી પણ કરે છે અને ભરવાડ, મજૂર, ખેડૂત, વણકર અને મોચી પણ હોય છે.

તિબેટમાં દલાઈ લામા જેવી જ ઊંચી કક્ષાના બીજા લામા 'પંચન-લામા' છે તે અમિતાભ-બુદ્ધનો અવતાર મનાય છે. તેઓ 'તાશી-લામા' તરીકે પણ ઓળખાય છે. દલાઈ-લામા લૌકિક તેમ જ પારલૌકિક બન્ને વિષયોમાં સર્વોપરી મનાય છે, જ્યારે પંચન-લામા ફક્ત ધાર્મિક તેમ જ પારલૌકિક વિષયોમાં જ રસ લે છે અને દુન્યવી કે રાજકીય બાબતોમાં માથું મારી શકતા નથી. તેઓ તિબેટના બીજા નંબર શિગર્ચે પાસે તાશી-લ્હુન્પોમાં રહે છે. દલાઈ-લામાની માફક પંચન-લામાના મૃત્યુ પછી પણ તેમના 'અવતાર'ની શોધ કરવામાં

આવે છે અને તેવા બાળકને પંચન-લામા તરીકે સ્થાપવામાં આવે છે.

તિબેટી લામા-ધર્મમાં બે મુખ્ય પંથ છે. એક પીળો પંથ કહેવાય છે અને બીજો લાલ પંથ. પીળો પંથ વધારે ચુસ્ત અને નીતિપરાયણ છે, જ્યારે લાલ પંથ વધારે છૂટો અને કંઈક શિથિલ નીતિવાળો છે. હાલ પીળા પંથના લામાઓ સત્તા ઉપર છે (ચિત્ર નં. ૩૦).

તિબેટની વસ્તીના ચોથા ભાગના માણસો સાધુઓ હોવાને લીધે તથા ઘણે ઠેકાણે બહુપતિ-પ્રથાને લીધે તિબેટની વસ્તી વધતી નથી. તિબેટી પ્રજાનું મોટે ભાગે અસ્થાયી જીવન પણ કંઈક જવાબદાર હશે.

તિબેટમાં મંદિરોને ગોમ્પા કહે છે. ગોમ્પા મંદિર અને મઠનો સમન્વય છે. ગોમ્પામાં દેવ-દેવીઓના મંદિરનો એક વિભાગ હોય છે. બીજા ભાગમાં લામા તથા ડાબા સાધુઓનો વસવાટ હોય છે. ઘણી ગોમ્પાઓમાં વિદ્યાર્થીઓને શિક્ષણ પણ અપાય છે. યાત્રીઓ તથા પ્રવાસીઓને રાતવાસો કરવા માટે ધર્મશાળા તરીકે પણ તેનો ઉપયોગ થાય છે.

તિબેટની મોટામાં મોટી ઇમારતો આવી ગોમ્પા (વિહાર)નાં જ મકાનોની છે. લ્હાસા નગર પાસે આવેલી ડ્રેપુંગ, સેરા તથા ગાન્ડેન ગોમ્પાઓ ખૂબ વિશાળ છે. એકલી ડ્રેપુંગ ગોમ્પામાં જ દસ હજાર સાધુઓ રહે છે. આ ગોમ્પાઓમાં ધર્મશાસ્ત્રનું જ્ઞાન આપવા ઉપરાંત વૈદક તથા જ્યોતિષની વિદ્યાઓ પણ શીખવવામાં આવે છે. પશ્ચિમ તિબેટની ગોમ્પાઓમાં સિમ્બીલીંગ, ખોચર, સેરાલુંગ, ગુરુગેમ તથા હુલીંગ ગોમ્પાઓ મુખ્ય છે.

ગોમ્પાઓમાં દેવ-દેવીઓની ધાતુની મૂર્તિઓ ઉપરાંત સત્તુ તથા માખણની બનાવેલી મૂર્તિઓ પણ હોય છે અને તેમની સામે માખણના અસંખ્ય દીવાઓ બળતા રહે છે. ગોમ્પામાં અંદર ચારે બાજુએ દીવાલો ઉપર સુંદર ચિત્રો લટકાવ્યાં હોય છે. ચાર-પાંચ ફૂટ લાંબાં અને બે-ત્રણ ફૂટ પહોળાં આ સુંદર ચિત્રોને 'થંકા' કહે છે અને કાપડ ઉપર વિશિષ્ટ પ્રકારના રંગોથી તે ચીતરેલાં હોય છે. થંકાના ચિત્રવાળા ભાગ ઉપર એક બીજું ઝીણું કાપડ ઢાંકે છે, જેથી ચિત્રનું રક્ષણ થાય છે. નાના કદના થંકાઓ પણ હોય છે.

આ થંકા-ચિત્રો ખૂબ જ સ્પષ્ટ અને મનોહર હોય છે અને તિબેટી લોકોની લાક્ષણિક રીતે તે ચીતરેલાં હોય છે. તેમાં બુદ્ધ, કાલભૈરવ કે બીજાં દેવદેવીઓનાં ચિત્રો, કોઈ અસામાન્ય પ્રતિભાવાળા લામાનું ચિત્ર અથવા તો કોઈ પૌરાણિક પ્રસંગ આલેખ્યા હોય છે. આટલા પછાત ગણાતા તિબેટમાં આવાં સુંદર અને મોહક ચિત્રો

જોઈને ઘડીભર આશ્ચર્ય થાય છે અને તિબેટી લોકોનાં કલા-કૌશલ્ય માટે માન ઊપજ્યા વિના રહેતું નથી.

તિબેટની ગોમ્પાંઓમાં અનેક પ્રકારનાં વાદ્યો શોભે છે, જે ધર્મ-વિધિઓ તેમ જ ઉત્સવ સમયે વગાડવામાં આવે છે. વાદ્યોમાં નાના પ્રકારની શરણાઈઓ, વાંસળી, કેટલા યે આકારના ઢોલ, મૃદંગ અને ડમરુ તથા લાંબી પિત્તળની દુંદુભી હોય છે. શંખનો પણ ઉપયોગ કરવામાં આવે છે.

તિબેટની ઘણીખરી ગોમ્પાઓ પહાડ કે ટેકરીઓ પર બાંધેલી હોય છે. દૂરથી જ તે નજરે પડે છે. અનંત સાગરમાં ઘૂમતા ખલાસીને જેમ દીવાદાંડી દૂરથી જ આશા અને ઉત્સાહ આપે છે, તેમ વેરાન અને ઉજ્જડ તિબેટમાં પહાડની ટોચે ઉપર બેઠેલી આ ગોમ્પાઓ પ્રવાસીને નવું ચેતન તથા પ્રોત્સાહન આપે છે. તિબેટમાં મકાનો તો ઘણાંખરાં સફેદ રંગે ધોળેલાં હોય છે; પણ ગોમ્પાંઓને લાલ કે ભગવા રંગના પટા મારેલા હોય છે.

તિબેટના લોકો મહાયાન બૌદ્ધધર્મ પાળે છે. ભારતના બૌદ્ધ ભિખ્ખુઓ અગાધ સાગર પાર કરીને એશિયા ખંડના બીજા દેશોમાં ધર્મપ્રચાર અર્થે ગયા તેમ સાતમી સદીમાં નગાધિરાજ હિમાલયની ઉત્તુંગ ગિરિમાળાને ઓળંગીને તિબેટ પણ ગયા અને ત્યાં શાક્ય મુનિનો શાંતિ-સંદેશ સંભળાવ્યો. સ્વભાવથી જ શાંતિપ્રિય તિબેટી લોકોએ ઉત્સાહથી તેને અપનાવ્યો અને તિબેટ બૌદ્ધસંઘનું સભ્ય બન્યું. ભારતથી ધર્મપ્રચાર અર્થે જનારાઓમાં ભિખ્ખુ શાંતરક્ષિત તથા ગુરુ પદ્મસંભવ મુખ્ય હતા.

તિબેટમાં બૌદ્ધધર્મના આગમન પહેલાં 'બોન' નામનો ધમ પ્રચલિત હતો. આપણા પુરાણા શાક્ત સંપ્રદાયને મળતા આ બોનધર્મમાં અનેક પ્રકારની તાંત્રિક વિધિઓ, ભોગ આપવાની પ્રથા તેમ જ મોટો કર્મકાંડ હતો. તિબેટના મોટા ભાગના લોકો બૌદ્ધ થયા છતાં હજુ કોઈ કોઈ ઠેકાણે આ બોનધર્મના લોકો જોવા મળે છે. તેમના ધર્મ ઉપર પણ બૌદ્ધધર્મની ખૂબ અસર પડી છે અને તેઓ બૌદ્ધ દેવ-દેવીઓને પણ પૂજે છે. હાલનો બોનધર્મ બૌદ્ધધર્મનો જ એક પંથ કહી શકાય. આ પંથના લોકો પવિત્ર સ્થળની પરિક્રમા ડાબેથી જમણે ન કરતાં ઊલટી રીતે જમણેથી ડાબે કરે છે!

બોનધર્મ ઉપર જેમ બૌદ્ધ ધર્મની અસર પડી છે તેમ તિબેટ-માં આવેલા બૌદ્ધધર્મમાં કેટલાક પુરાણા સ્થાનિક ધર્મના રીત-

રિવાજો તથા માન્યતાઓ ઊતરી આવ્યાં છે. રૂઢિચુસ્ત તિબેટીઓનો બૌદ્ધધર્મ બીજા બૌદ્ધ દેશોના ધર્મ કરતાં જુદો પડે છે. તેમા અનેક પ્રકારના વહેમો, માન્યતાઓ અને વિધિઓ ભર્યા છે. તિબેટની ભૌગોલિક સ્થિતિએ પણ તેમાં મોટો ભાગ ભજવ્યો છે.

આખા જગતમાં સૌથી વધુ ધર્મપ્રધાન દેશ તિબેટ છે. તિબેટીના જીવન ઉપર સૌથી મોટી અસર તેના ધર્મની છે તિબેટીનું સમગ્ર જીવન અને તેનો વ્યવહાર ધર્મ અર્થે-નિર્વાણ અર્થે-છે. તિબેટી કોઈ પણ કાર્ય કરશે તો તે ધાર્મિક માન્યતાથી દોરવાઈને અથવા તો આવતા ભવે નિર્વાણ પ્રાપ્ત કરવાના ઉદ્દેશથી જ કરવાનો આ લોકો સમજે છે કે ધાર્મિક જીવનથી જ જન્મ-મૃત્યુના ફેરામાથી છૂટી શકાય છે અને નિર્વાણ મેળવી શકાય છે. અને તેથી જ તે બુદ્ધ, ધર્મ તથા સઘને શરણે જાય છે.

લાખો સાધુઓ અને હજારો ગોમ્પાઓવાળો તિબેટ દેશ એક ધર્મતન્ત્ર છે. તિબેટની સમગ્ર વસ્તીનો ચોથો ભાગ તો સાધુ-સાધ્વીનો જ બનેલો છે અને દેશના સર્વોપરી શાસક તથા બીજા રાજ્ય-વ્યવસ્થા ચલાવનારા અમલદારો પણ લામા-ગુરુઓ જ છે. તિબેટી કુટુબોમા એવી પ્રથા છે કે, સૌથી મોટો પુત્ર સાધુ થાય અને તેથી આખા તિબેટમા લાખો લોકો આવા 'સાધુઓ' જ છે પરતુ આ સાધુઓ તેમ જ તેમના લામા-ધર્મગુરુઓ ગોમ્પાઓની વ્યવસ્થા સભાળે છે, રાજકારણમા ભાગ લઈ શકે છે અને પોતાનો સ્વતત્ર વેપારધધો પણ કરી શકે છે

તિબેટી લોકોનો સૌથી પવિત્ર મત્ર છે. "ॐ मणि पद्मे हूं।" તિબેટભરમા બધે જ આ મત્ર લખેલો જોવા મળે છે પથ્થરો ઉપર, દીવાલ ઉપર, કાપડ ઉપર, બાજઠ ઉપર, ધજા ઉપર કે ખડક ઉપર-બધે જ આ મત્ર લખી કાઢેલો અથવા કોતરેલો હોય છે અરે, યાક અથવા ઘેટાના શિગડા ઉપર પણ આ મત્ર કોતરી કાઢે છે! આ મત્રનો સતત જાપ અતિ પવિત્ર ધર્મકૃત્ય મનાય છે અને દરેક તિબેટી અવકાશની દરેક પળ આ મત્રનો જપ કરવામા વિતાવે છે

આ મત્રનો એકસામટો લાખો વાર જાપ થઈ જાય તે માટે તિબેટી લોકોએ એક યત્ર ઉપજાવ્યુ છે પ્રથમ તો તેઓ લાબા, પાતળા કાગળો ઉપર આ મત્રને હજારો અને લાખો વાર લખે છે અને આ કાગળોનુ એક ટીપણુ બનાવીને તેને તાબાની એક ગોળ ડબ્બીમા ભરે છે આ ડબ્બીને તળિયે એક લાકડાનો ઊભો હાથો

ખોસ્યો હોય છે, જેના ઉપર તે ગોળ-ગોળ ફર્યા કરે. તિબેટી લોકો હાલતાં-ચાલતાં આવાં મંત્ર-ચક્રો ફેરવ્યાં કરે છે અને માને છે કે ચક્રના દરેક ફેરે અંદરના ટીપણા પર લખેલા મંત્રોની સંખ્યા જેટલા જાપ એકસામટા કર્યાનું પુણ્ય મળે છે ! ! આ મંત્ર-ચક્રને 'કોલો' કહે છે અને દરેક તિબેટી, પછી તે લામા હોય, ભરવાડ હોય કે ભિખારી હોય, આ 'કોલો'ને હાથમાં લઈને ફરે છે. બેસતાં-ઊઠતાં, વાતો કરતાં કે રસ્તામાં ચાલતાં તેને ફેરવ્યા કરે છે અને એમ સહેજે લાખો મંત્ર જપ્યાનું પુણ્ય મેળવે છે! (ચિત્ર નં. ૩૦).

ગોમ્પાઓમાં તો આવા લાખો મણિ-મંત્રો લખેલાં, મોટી કોઠીઓ જેવાં ચક્રો ધરી ઉપર ઊભાં ગોઠવ્યાં હોય છે. ગોમ્પામાં દર્શને આવનાર દરેક જણ, આપણે મંદિરમાં જઈ ઘંટ વગાડીએ તેમ આ કોઠીઓને જોરથી ચક્કરચક્કર ફેરવે છે ને એ રીતે લાખો-કરોડો વાર મંત્ર જપ્યાનું પુણ્ય મેળવે છે. ઘણી વાર આવાં મોટાં ચક્કરોને એક નાની ઘંટડી બાંધી હોય છે; જે દરેક ફેરો પૂરો થતાં વાગે છે; આથી પોતે કેટલાં ચક્કરો ફેરવ્યાં તે દરેક જણ ગણી શકે.

આ મંત્રમાં ૐ પછી પ્રથમ શબ્દ 'મણિ' આવતો હોવાથી આ મંત્રને મણિ-મંત્ર કહે છે. સેરાલુંગ ગોમ્પાના પ્રખ્યાત ટુલ્કુ-લામાએ જાતે મને તેનો અર્થ સમજાવ્યો કે "ૐ मणि पद्मे हूं।" એટલે '(હૃદય) કમલમાં સ્થિત મણિ (બુદ્ધ)નો જય હો!' આપણે ત્યાં ગાયત્રી-મંત્રનું જેટલું માહાત્મ્ય છે તેથી પણ વધારે આ મણિમંત્રનું માહાત્મ્ય તિબેટી પ્રજામાં છે. આ મંત્રને નાના-નાના પથ્થરો ઉપર સુંદર અક્ષરે કોતરી કાઢે છે અને આવા પથ્થરોને મણિ-પથ્થર કહે છે. તિબેટમાં ઠેરઠેર અને વિશેષ કરીને ગોમ્પાઓ પાસે આવા પથ્થરોના ઢગલાઓ અને લાંબી દીવાલો બનાવેલી હોય છે (ચિત્ર નં. ૩૫). યાત્રાએ જનાર શ્રદ્ધાળુ તિબેટી નવા પથ્થરો ઉપર મણિ-મંત્ર લખીને તેવા ઢગલાઓમાં ઉમેરો કરે છે. તિબેટમાં કેટલેક સ્થળે તો નદીના પ્રવાહથી ફરી શકે તેવાં મોટાં મણિ-મંત્ર-ચક્કરો ગોઠવ્યાં હોય છે. ગોમ્પાઓ તથા ઘરો ઉપર પણ પવનથી ફરી શકે તેવાં નાનાં ચક્કરો ગોઠવ્યાં હોય છે; જેથી ઘરના માલિકને

વિના શ્રમે લાખો મંત્રોના જાપનું પુણ્ય મળ્યા કરે!

ધર્મપરાયણ તિબેટમાં અનેક પ્રકારના વહેમો અને માન્યતાઓ પ્રચલિત છે. દેવદેવીઓને પ્રસન્ન કરવા માટે તિબેટી લોકો કેટલી યે જાતના વિધિઓ અને કર્મકાંડ કરે છે અને પોતાની અનેકવિધ અભિલાષાઓ પૂર્ણ કરવા બાધા-આખડીઓ રાખે છે. દૈવી કોપથી ડરતા અને વહેમો સેવતા તિબેટીઓ ભવિષ્યવાણી અને વર્તારાઓમાં પણ ખૂબ શ્રદ્ધા રાખે છે. તિબેટમાં ઠેરઠેર જ્યોતિષાચાર્યો અને ભવિષ્યવેત્તાઓ વસતા હોય છે અને તેમનાં કથનોમાં લોકો ખૂબ માને છે. પૂર્વ તિબેટના નાનચુંગ ગામમાં એક વિખ્યાત ભવિષ્યવેત્તા છે, જે વર્ષમાં એક વખત મોટો વર્તારો કાઢે છે. તેમાં બધા લોકો ખૂબ શ્રદ્ધા રાખે છે. વહેમી તિબેટી લોકો શુકન-અપશુકનમાં અને સારા-ખોટા મુહૂર્તમાં પણ બહુ માને છે.

વહેમી અને રૂઢિચુસ્ત તિબેટીઓ કોઈ પણ ધાર્મિક સ્થાનની ડાબી બાજુએ થઈને જ જવાના. તિબેટમાં માર્ગમાં ઠેરઠેર મણિ-પથ્થરોના ઢગલાઓ અને ચોરતેન (સ્તૂપ) આવે છે. પરંતુ શ્રદ્ધાળુ તિબેટી લોકો હમેશાં તે બધાની ડાબી બાજુએ થઈને જ ચાલે છે. અરે, ધાર્મિક વાતાવરણથી છવાયેલા આ દેશના ઘોડાઓ પણ એવા ટેવાયેલા છે કે માર્ગમાં આવતા મણિ-પથ્થરો કે ચોરતેન જોતાં તેની ડાબી બાજુએ થઈને જ હમેશા આગળ જવાના! જમણી તરફનો રસ્તો સીધો અને ટૂંકો હોય તો પણ અમારા ઘોડાઓ ચોરતેનની ડાબી બાજુએ ફેરો ખાઈને જ જતા!

તિબેટમાં મૃત્યુ પછી મૃતદેહનો નિકાલ કરવાની પણ જુદી જ રીત છે. વૃક્ષો વિનાના દેશમાં બધાનાં શબને અગ્નિદાહ દેવો પાલવે નહીં. તેમ જ શબને દફનાવવાનું તો તેમની ધર્મ-ભાવનાથી વિરુદ્ધ છે, તેથી મોટા લામાઓના શબને જ અગ્નિસંસ્કાર કરવામાં આવે છે; બાકી બધા જ સામાન્ય લોકોનાં શબને પ્રથમ એક પહાડ ઉપર લઈ જવામાં આવે છે. ત્યાં કેટલીક ધાર્મિક વિધિ કર્યા પછી શબના ટુકડાઓ ગીધ, શિયાળ વગેરે પ્રાણીઓને ફેંકવામાં આવે છે. આપણે ત્યાં પારસી લોકો તેમના શબને ખાસ બાંધેલા કૂવા પર લઈ જઈને ત્યાં

પક્ષીઓને ખવડાવી દે છે તેના જેવી જ આ પ્રથા લાગે છે.

તિબેટના લામાઓની આશીર્વાદ આપવાની રીતમાં પણ જુદી-જુદી શ્રેણી છે. સામાન્ય માણસોને આશીર્વાદ આપવા માટે લામાઓ એક લાકડીને છેડે રંગીન ધજાના થોડા ટુકડાઓ બાંધે છે અને બેઠે-બેઠે જ પ્રણામ કરનારાઓના માથાને તે લાકડીનો છેડો અડકાડે છે;. એથી ઊંચી કક્ષાની વ્યક્તિના માથાને પોતાના હાથની એક આંગળી અડકાડે છે. એથી યે વધુ ઊંચી વ્યક્તિને બે આંગળી અડકાડે છે. એથી આગળ એક હાથ તથા અતિ પ્રિય વ્યક્તિના માથા ઉપર પોતાના બન્ને હાથ મૂકે છે. સમાન કક્ષાના બે લામાઓ મળે છે ત્યારે પોતાનાં મસ્તક સામસામાં ધીમેથી ઘસે છે.

તિબેટમાં વિવેક બતાવવા ખાતર સફેદ અથવા રંગીન કાપડનો એક નાનો પણ લાંબો ટુકડો ભેટ આપવામાં આવે છે. તિબેટી માણસ કોઈ લામાને, અમલદારને અથવા મિત્રને મળવા જાય છે ત્યારે આવા ટુકડાની ભેટ આપે છે. આ ટુકડાને ‘ખટક’ કહે છે અને તેમની ગોમ્પાઓમાં પણ આવા ‘ખટક’ની ભેટો લોકો આપે છે.

જગતમાં સર્વ સ્થળે જ્યાં માણસને આશા અને તૃષ્ણા હોય છે, ત્યાં બધે જ કોઈ અને કોઈ પ્રકારના વહેમ અને માનતાઓ હોય છે જ. આપણે ત્યાં પણ લોકો મંગળ, ગુરુ કે શનિના ગ્રહની દશા-માંથી બચવા માટે મોતી, પરવાળું કે શનિના પથ્થરોની માળા કે વીંટી પહેરે છે, શુકન–અપશુકનમાં માને છે અને બાધાઓ પણ રાખે છે. યુરોપ અને અમેરિકાના સુધરેલા કહેવાતા દેશોમાં પણ ઘણી જાતના વહેમો, અસંબદ્ધ લાગતી વિધિઓ અને ચમત્કારમાં માનનારા અનેક લોકો જોવામાં આવે છે, તો સૈકાઓથી અણુવિકસ્યા રહેલા તિબેટમાં તરેહતરેહના વહેમો તથા વિધિઓ હોય તેમાં શું આશ્ચર્ય ?

તિબેટમાં ગુનેગારોને બહુ સખત શિક્ષા કરવામાં આવે છે. પ્રથમ તો ફરિયાદી તેમ જ અપરાધી બન્નેને નામની સજા કરવામાં આવે છે અને નાના અપરાધ માટે પણ ચાબુકના પચાસ–સો ફટકા મારવામાં આવે છે. મોટી ચોરી અથવા લૂંટ ચલાવવા માટે હાથનાં કાંડાં કાપી લેવામાં આવે છે અને ધર્મ અથવા રાજ્યદ્રોહના ગુનાં માટે ધગધગતા સળિયા

માથામાં ખોસી દઈને મારી નાખવામાં આવે છે અથવા ઊંચા પહાડની કરાડ ઉપરથી ફેંકી દેવામાં આવે છે. પરંતુ આવા દેહાંત-દંડની શિક્ષા બૌદ્ધધર્મી તિબેટમાં જવલ્લે જ ફરમાવવામાં આવે છે.

સંપૂર્ણ રીતે વ્યક્તિ-સ્વાતંત્ર્ય પ્રવર્તતા તિબેટમાં બધા લોકો સમાન કક્ષાના ગણાય છે. તિબેટી બૌદ્ધધર્મમાં વિવિધ સંપ્રદાયો હોવા છતાં ત્યાં ઊંચ-નીચના કે નાતજાતના ભેદ નથી. એક ફક્ત લુહારનો ધંધો કરનારા લોકો હલકા ગણાય છે અને તેમની સાથે સમાન વ્યવહાર રાખવામાં આવતો નથી.

ચીની સામ્યવાદીઓના આક્રમણ અને વિજય પછી તિબેટનું રાજ્યતંત્ર હવે બદલાઈ રહ્યું છે. ચીની સત્તાધીશોએ હજુ તિબેટના ધાર્મિક રિવાજોમાં બહુ માથું માર્યું હોય તેમ જણાતું નથી, છતાં કેટલાક ક્રાંતિકારી સુધારા થવા અનિવાર્ય છે. વર્ષો થયાં દેશવટો ભોગવી રહેલા પંચન-લામાને ચીની સત્તાધીશોએ ફરીથી સ્થાપિત કર્યા છે. જે દેશે યંત્રમાં એક પૈડું સરખું પણ નહોતું જોયું, ત્યાં હવે સેંકડો માઈલ લાંબી સડકો તૈયાર થાય છે અને વિમાની અડ્ડાઓ બંધાય છે. જીપ અને ટેંકોનો થરથરાટ તિબેટની પ્રગાઢ શાંતિનો ભંગ કરી રહ્યો છે. સમગ્ર તિબેટનો કાયાપલટો થઈ રહ્યો છે. થોડાંક જ વર્ષો પછી સામ્યવાદીઓ તિબેટના અગાધ, અમાપ ખનીજ દ્રવ્યોને ઉપયોગમાં લેશે અને તિબેટમાં આધુનિક ઉદ્યોગો વિકસશે. માનવ સંસ્કૃતિના પહેલે જ પગથિયે બેઠેલો તિબેટ એક કૂદકે અણુશક્તિના વૈજ્ઞાનિક યુગમાં પ્રવેશશે.

આધુનિક યંત્રયુગની ધૂંસરીએ જોડાવાથી તિબેટના નિર્ધન તથા ભટકુ લોકોને અનેક ભૌતિક સુખ-સાધનો તો મળશે; પરંતુ સાથે જ તેમનું તેથી યે વધુ મૂલ્યવાન શાંત, સંતોષી તથા ધર્મપરાયણ જીવન તેઓ ગુમાવી બેસશે.

# અન્ય સ્થળો

## જ્ઞાનીમા મંડી

ભારતના ભોટીઆ વેપારીઓ ઉનાળો આવતાં પોતાનો માલ-સામાન ઘેટાં-બકરાં ઉપર લાદીને તિબેટ આવે છે અને ત્યાં જુદેજુદે સ્થળે મંડી (બજાર) ભરીને તિબેટી લોકો સાથે ચીજવસ્તુઓનો વિનિમય કરે છે. ભોટ પ્રદેશની અલગઅલગ પટ્ટીના વેપારીઓ તિબેટમાં જુદેજુદે સ્થળે મંડી ભરે છે. બ્યાંસ તથા ચૌદાંસ પટ્ટીના ભોટીઆઓ તકલાકોટ પાસે મંડી ભરે છે, જ્યારે નેપાલ બાજુના વેપારીઓ ત્યાંથી સહેજ દૂર ગુકુંગ પાસે મંડી રાખે છે. બદ્રીનાથ તરફના વેપારીઓ નાબ્રા મંડી ભરે છે, જ્યારે દાંર્માપટ્ટીના ભોટીઆઓ છઝામંડીમાં પોતાનો માલ વેચે છે.

પશ્ચિમ તિબેટમાં ભરાતી આ બધી મંડીઓમાં સૌથી મોટી જ્ઞાનીમા મંડી છે. ભોટીઆઓના સૌથી મોટા ગામ મીલમ બાજુના જોહારી વેપારીઓ તે ભરે છે. અલ્મોડાથી મીલમ થઈને ઊંટાધુરા તથા કુંગરીબીંગરી ઘાટથી કૈલાસ જતા યાત્રામાર્ગ ઉપર તે આવી છે. મીલમ ગામથી તે ૬૫ માઈલ દૂર તથા દરચેન(કૈલાસ)થી ૩૮ માઈલ દૂર છે. ઉનાળામાં અહીં વિવિધ પ્રકારની વસ્તુઓ તથા સીધું-સામાન મળી શકે છે.

જ્ઞાનીમા મંડીની ઉત્તરે ૨૭ માઈલ દૂર તીર્થપુરી ગોમ્પા આવેલી છે. આ સ્થાન ભારતીય યાત્રીઓ તથા તિબેટીઓ માટે બહુ પવિત્ર છે અને સતલજ નદીના કાંઠે આવ્યું છે. દસેક વર્ષ પૂર્વે મધ્ય એશિયાના કાઝકી લૂંટારાઓએ અહીંની ગોમ્પાનો નાશ કર્યો પછી તે નવી બંધાયેલી છે અને તકલાકોટની સિમ્બીલીંગ ગોમ્પાના વહીવટ નીચે છે. ગોમ્પાથી સહેજ દૂર ગરમ પાણીના સ્રોત છે અને પાસે જ કેટલીક સફેદ માટી(Calcium)ની ટેકરીઓ છે. ભારતીય યાત્રીઓમાં એવી માન્યતા છે કે, આ સ્થાન પાસે શિવજીએ ભસ્માસુર રાક્ષસને ભસ્મ કર્યો હતો અને આ ટેકરીઓ તેની જ ભસ્મ છે. શ્રદ્ધાળુ યાત્રીઓ અહીંની ભસ્મ પ્રસાદ તરીકે લઈ આવે છે.

## ખોચરનાથ

ધર્મપરાયણ તિબેટમાં ગોમ્પા(બૌદ્ધ મઠ)નું મહત્ત્વ સૌથી વધારે છે. પશ્ચિમ તિબેટની મુખ્ય ગોમ્પાઓમાંની ખોચર-ગોમ્પા એક છે. તિબેટી પુરાણો તથા લોકકથાઓમાં તેનું મહત્ત્વ ઘણું છે અને તેને વિષે ઘણી લોકવાયકાઓ પણ પ્રચલિત છે.

ખોચર-ગોમ્પા તકલાકોટ ગામથી અગ્નિખૂણે ૧૩ માઈલ પર કરનાલી-કાંઠે આવેલી છે. રસ્તે તિબેટી ઢબે ધોળેલાં ધરોવાળાં નાનાં ગામડાંઓ અને શાઈ કે જવનાં લીલાંછમ ખેતરો આવે છે.

ખોચાર-ગોમ્પાને આપણા લોકો ખોચરનાથ કહે છે. ગોમ્પાની અંદરની દેવ-મૂર્તિઓ તિબેટી તેમ જ હિંદી બેઉ પ્રજાઓને પૂજ્ય છે.

ગોમ્પાની અંદરની જમ્બ્યાંગ દેવની મૂર્તિની નીચેનું અષ્ટધાતુનું સિંહાસન અલૌકિક રીતે બનેલું છે એમ મનાય છે અને દેવ જમ્બ્યાંગની આસપાસની બે મૂર્તિઓ પણ વિશ્વકર્માએ સ્વયં ઘડી છે એવી માન્યતા છે. ખોચર-ગોમ્પા તથા ત્યાંની આ ચમત્કારિક મૂર્તિ વિષે એક ખાસ તિબેટી પુરાણ 'ખોચર-કરછક' નામે છે, તેમાં ગોમ્પા તથા મૂર્તિ વિષે અનેક કથાઓ છે.

ખોચર-ગોમ્પાના મુખ્ય ભવનમાં એક વિશાળ દેવાલય છે. તેના એક છેડે ત્રણ સુંદર મૂર્તિઓ ઊભી છે. મધ્યમાં દેવ જમ્બ્યાંગની મૂર્તિ છે જે લગભગ ૮ ફૂટ ઊંચી છે અને તેની જમણી બાજુ દેવ ચેનરેઝી અને ડાબી બાજુ દેવ છગ્નદોર્જેની મૂર્તિ છે. આ બન્ને મૂર્તિઓ મુખ્ય મૂર્તિ કરતાં એકાદ ફૂટ નીચી છે અને ત્રણે મૂર્તિઓનાં મુખ રંગેલાં છે. ત્રણે મૂર્તિઓ એકલા રૂપાની જ બનાવેલી છે અને દરેક મૂર્તિ અષ્ટધાતુના મોટા કમલ ઉપર ઊભી છે. આ મૂર્તિઓ બૌદ્ધ દેખાય છે; પરંતુ ભારતના યાત્રીઓ તેને રામ-લક્ષ્મણ-સીતા તરીકે ઓળખાવે છે. આ મૂર્તિઓ બૌદ્ધ દેવોની હોય કે હિંદુ, પરંતુ એ સ્પષ્ટ અને નિર્વિવાદ છે કે, આ મૂર્તિઓ ભારતીય કલાકારોની કૃતિ છે. મૂર્તિઓનાં સ્વરૂપ, આકાર તથા મુખમુદ્રા, તેમનાં સિંહાસન, મુકુટ તથા અષ્ટધાતુનાં કમલ અને સિંહાસનમાં કોતરેલા હાથી અને અશ્વો, બધા જ ભારતીય શિલ્પકલાને અનુરૂપ છે અને તિબેટમાં અન્ય સ્થળે જોવા મળતી મૂર્તિઓ કે ચિત્રોથી ભિન્ન છે.

મુખ્ય દેવ જમ્બ્યાંગની મૂર્તિની નીચેના 'કમલ'ની અનેક પાંદડીઓ મને તો કોઈ મોટા નાગની અનેક જિહ્વાઓ જેવી લાગી.

'કમલ'ની નીચે એક નાગકન્યા પણ હાથ જોડીને ઊભી છે અને મને કલ્પના સ્ફુરી કે આ મૂર્તિ શ્રીકૃષ્ણના કાલિય-મર્દનને તો નહિ સૂચવતી હોય ?

અમે ખોચરનાથ ગયા તે દિવસ અમાવાસ્યાનો હતો અને ગોમ્પામાં અસામાન્ય ધર્મ-વિધિઓ ચાલતી હતી. ખોચર ગોમ્પામાં અનેક થંકા-ચિત્રો તથા ધર્મગ્રંથોનો અમૂલ્ય સંગ્રહ છે. ગોમ્પામાં એક ટુલ્કુ (અવતારી) લામા પોતાના ઘણા ડાબા-શિષ્યો સાથે રહે છે. ગોમ્પાના મુખ્ય દેવાલયની પાસે જ એક ભવનમાં બૌદ્ધદેવ મૈત્રેય-ની એક વિશાળ મૂર્તિ છે. બીજા ઓરડાઓમાં પ્રજ્ઞાપારમિતા, મહાકાલ વગેરે બીજાં બૌદ્ધ દેવદેવીઓની મૂર્તિઓ છે. એક દેવીની મૂર્તિ તો હિંદુ પ્રણાલિકા પ્રમાણેની ગાયત્રીદેવીની મૂર્તિ જ લાગે છે. ખોચર-ગોમ્પામાં પણ ચામડાનાં મોટાં મણિચક્રો ગોઠવેલાં છે, જેમાં લાખોવાર મણિમંત્ર લખેલા કાગળો ઠાંસીને ભરેલા છે. શ્રદ્ધાળુ તિબેટી યાત્રીઓ આ મોટાં પીપ જેવાં ચક્રોને ફેરવીને લાખો મંત્ર જપ્યાનું પુણ્ય મેળવે છે.

ખોચર-ગોમ્પાની બહારની દીવાલ લાલ રંગેલી છે અને તેના ઉપર બહુ મોટા અક્ષરે મણિમંત્ર-ॐ मणि पद्मे हूं-સફેદ રંગે ધોળેલો છે (ચિત્ર નં. ૨૯).

## જીતકોટ-ગોમ્પા

વેરાન તિબેટમાં ઘણાખરા લોકો પોતાના યાકના વાળમાંથી બનાવેલા તંબુઓ ઉડાવીને ભટકતા ફરતા હોય છે. પશ્ચિમ તિબેટમાં તકલાકોટ, જ્ઞાનીમા-મંડી કે ગરતોક જેવાં આંગળીને વેઢે ગણી શકાય તેટલાં ગામો બાદ કરતાં બીજે સ્થળે પાકાં બાંધેલાં મકાનો પણ દેખાવાં મુશ્કેલ. પરંતુ આ ધર્મપરાયણ દેશમાં યાત્રીને છૂટીછવાઈ ગોમ્પાઓ (મઠ) જરૂર મળી આવે છે.

તકલાકોટ પાસે જ પહાડ ઉપર પ્રસિદ્ધ સિમ્બીલીંગ-ગોમ્પા આવેલી છે અને ગબ્યાંગને રસ્તેથી જતા કે આવતા યાત્રીને તેની મુલાકાત લેવાની તક મળે જ છે; પરંતુ તકલાકોટથી બહુ દૂર નહીં તેવી બીજી ગોમ્પા તે જીતકોટ-ગોમ્પા છે. તકલાકોટનું મૂળ નામ જેમ તકલાખર છે, તેમ જીતકોટનું તિબેટી નામ છે છીદીખર અથવા સિદીખર.

જીતકોટ-ગોમ્પા તકલાકોટની સિમ્બીલીંગ-ગોમ્પાની જ એક શાખા છે અને તકલાકોટને પાધર થઈને વહી જતી કરનાલી નદીને કાંઠે જ પહાડ ઉપર આવેલી છે.

તકલાકોટ ગામથી માર્ગ કરનાલીના પશ્ચિમ કાંઠે થઈને સિદ્દીખર જાય છે. ગોમ્પા તકલાકોટથી પાંચ માઈલ દૂર આવેલી છે. જીતકોટ (સિદ્દીખર) પાસે પણ ઉનાળામાં સારી ખેતી થાય છે અને ગોમ્પા પાસે નીચાણમાં ઘણાં છૂટાંછવાયાં સફેદ ઘરો હરિયાળાં ખેતરો વચ્ચે શોભે છે. ગોમ્પા નીચેના માર્ગથી ગોમ્પા લગભગ એક હજાર ફૂટ ઊંચે પહાડ ઉપર આવેલી છે અને ગોમ્પાની અગાશી ઉપરથી કરનાલી નદી, તકલાકોટ, સિમ્બીલીંગ-ગોમ્પા તથા આસપાસના પહાડો તથા ખેતરોનું અતિ રમણીય અને મનોહર દશ્ય જોવા મળે છે. ગોમ્પાનું મકાન બહુ જૂનું નથી અને આસપાસ પથરાયેલા એક પુરાણા કિલ્લાના અવશેષો વચ્ચે હાલની ગોમ્પા ઊભી છે. ગોમ્પાના ઠઝંગ-લામા (વ્યવસ્થાપક લામા)ને તે વિષે પૂછતાં મને જાણવા મળ્યું કે અસલ અહીં એક મોટો દુર્ગ હતો, પરંતુ લગભગ સો વર્ષ પહેલાં નેપાલ રાજ્ય સાથેના વિગ્રહમાં તેનો નાશ થયો અને વખત જતાં પછી અહીં આ ગોમ્પા ઊભી થઈ. નેપાલ રાજ્યની સરહદ અહીંથી દૂર નથી. ગોમ્પાનું ભવન વિશાળ છે અને તે પીળા તથા લાલ રંગે રંગાયેલું હોવાથી દૂરથી જ નજરે ચડે છે.

જીતકોટ-ગોમ્પાના દેવાલયમાં એક બહુ સુંદર બૌદ્ધ દેવીની મૂર્તિ છે. મને તે પ્રજ્ઞાપારમિતાની લાગી. મૂર્તિની સામે તિબેટી વિધિ પ્રમાણે માખણના અસંખ્ય દીપકો જલતા હોય છે. બાજુ ઉપર બીજી નાની મૂર્તિઓ છે.

કરનાલી નદીને સામે કાંઠે થઈને જ એક માર્ગ તકલાકોટથી ખોચરનાથ જાય છે અને ખોચરનાથ જતાં માર્ગમાં આવતા કિરોંગ ગામથી જીતકોટ-ગોમ્પા સ્પષ્ટ જોઈ શકાય છે. તકલાકોટથી કૈલાસ માટે આગળ વધતા પહેલાં યાત્રીને સામાન્ય રીતે એક કે બે દિવસ રોકાવું જ પડે છે, તે સમયે યાત્રી ખોચરનાથ તથા સિમ્બીલીંગ-ગોમ્પા ઉપરાંત જીતકોટ-ગોમ્પા પણ જોઈ શકે છે અને અવકાશના સમયનો સારો ઉપયોગ કરી શકે છે.

## ટીંકર-ઘાટ

ગંબ્યાંગ થઈને કૈલાસ જતા યાત્રા-માર્ગમાં તિબેટમાં પ્રવેશવા માટે બે-ત્રણ ઘાટ (Pass) છે. સૌથી સરળ અથવા તો સૌથી ઓછો દુર્ગમ ઘાટ લીપુનો છે. તિબેટ સાથે વ્યાપાર ખેડતા ભોટિયાઓ, કૈલાસ જનારા યાત્રીઓ તેમ જ બીજા પ્રવાસીઓ મુખ્યત્વે લીપુ-ઘાટ પર થઈને જ તિબેટમાં પ્રવેશે છે, પરંતુ સાહસિક તથા કુતૂહલ-વૃત્તિવાળા યાત્રીઓ કૈલાસ જતાં કે પાછા વળતાં બીજા ટીંકર-ઘાટ અથવા મંગશંગ ઘાટને માર્ગેથી જશે તો અનેરો આનંદ મેળવવા ઉપરાંત હિમાલયનાં વિવિધ દૃશ્યો પણ જોઈ શકશે (ચિત્ર નં. ૨૨).

લીપુ-ઘાટ ૧૬,૭૫૦ ફૂટની ઊંચાઈ પર છે, જ્યારે ટીંકર-ઘાટ આશરે ૧૭,૦૫૦ ફૂટ ઊંચો છે. લીપુ-ઘાટ કૂમાઉં (ભારત) તથા તિબેટની સરહદ પર આવેલો છે, જ્યારે ટીંકર-ઘાટ નેપાળ રાજ્ય તથા તિબેટની સરહદ પર આવ્યો છે. ટીંકર-ઘાટ ઉપર બારેમાસ ખૂબ બરફ છવાયેલો રહે છે અને પોચા બરફમાં ઘોડાના પગ અંદર ઊતરી જતા હોવાથી યાત્રીને તો માઈલો સુધી પગે જ બરફ ખૂંદતા ચાલવું પડે છે. ખૂબ ઊંચાઈને લીધે ત્યાં હવા બહુ પાતળી હોય છે અને તેથી પગે બરફમાં ચાલતાં ખૂબ શ્રમ પડે છે. યુવાન તથા સશક્ત યાત્રીએ જ આ માર્ગ પસંદ કરવો.

વરસાદના દિવસોમાં આ પગવાટ ઠેકાણેઠેકાણે તૂટી જાય છે અને તે સમયે આ રસ્તે જવું-આવવું અસંભવિત જેવું બની જાય છે. હું કૈલાસની યાત્રાએથી પાછો ફર્યો ત્યારે ટીંકર-ઘાટ પર થઈને આવ્યો અને તે વખતે ચોમાસું બેસી ગયું હતું. રસ્તામાં તો પગવાટ જેવું પણ કાંઈ રહ્યું નહોતું અને તિબેટથી ટીંકર-ઘાટ ઓળંગવા માટે ભાડે લીધેલા ઘોડાને અડધો રસ્તો તો મારે લગામથી દોરીને લઈ આવવો પડ્યો. ઘણે સ્થળે પાણીના વહેળા ઓળંગવાના આવતા ત્યારે તો હું લગામ પકડીને ઘોડાને આગળ ખેંચતો અને મારો ભોમિયો રૂકમસિંહ પાછળ ઘોડાનું પૂંછડું પકડી રાખતો, જેથી ઘોડો ચમકે તોપણ નદીમાં ખેંચાઈ ન જાય-આમ ઘોડો અમને મદદરૂપ થવાને બદલે બોજારૂપ થઈ પડ્યો હતો.

ઊછળતી, વેગથી વહી જતી નદીથી ઊંચે ટેકરી ઉપર ટીંકર ગામ વસ્યું છે. આસપાસના વનાચ્છાદિત પહાડોની પાછળ ઉન્નત મસ્તકે ઊભેલાં ઉત્તુંગ હિમ-શિખરોની ગોદમાં વસેલું ટીંકર એક અતિ રમ-

ણીય સ્થાન છે. લગભગ ૧૨,૨૦૦ ફૂટની ઊંચાઈએ વસેલું ટીંકર મધ્ય-હિમાલય પ્રદેશનાં ઊંચાંમાં ઊંચાં ગામોમાંનું એક છે.

શિયાળાના દિવસોમાં તો ટીંકરના લોકો બધા ધારચૂલા-ખલવાકોટ બાજુ નીચે ઊતરી જાય છે; પરંતુ ઉનાળામાં ત્યાં આશરે સો માણસો-ની વસતિ હોય છે. નેપાળ રાજ્યમાં વસ્યું હોવા છતાં લોકો તો બધા મુખ્યત્વે ભોટિયાઓ જ છે. ગામ આખાના લોકો હિંદુધર્મ પાળે છે, પરંતુ એક બૌદ્ધ-ધર્મી લામા બધાથી વિખૂટો પડીને પોતાના ઘરમાં તિબેટી દેવ-દેવીઓની પૂજા કરે છે! લામાના મકાનની ભીંતો પર તિબેટી શૈલીનાં પુરાણાં દીવાલ-ચિત્રો પણ છે, જે સમય જતાં કાળાં પડી ગયાં છે. તેના પૂજાના ઓરડામાં જૂની મૂર્તિઓ ઉપરાંત પુરાણા ધર્મગ્રંથો પણ છે.

ટીંકર ગામનાં ઘરોનાં છાપરાં અંદરથી પણ બધે લીંપેલાં છે. ઠંડીના દિવસોમાં અંદર હૂંફ રાખવા માટે આમ કરે છે. ટીંકર ગામના લોકો જવ, બટાકા, મૂળા તથા તે લોકો જેને ફાફડ ( Buck-wheat ) કહે છે તેનું વાવેતર કરે છે. ખેતર ખેડવા માટે તિબેટી લોકોની જેમ યાકને હળે જોડે છે.

ટીંકર ગામથી આગળ માર્ગ ટીંકર-ઘાટ તરફ જાય છે. ગામથી એકાદ માઈલની સાધારણ ચઢાઈ પછી પૂર્વ દિશામાં એક ભવ્ય પર્વતનું દર્શન થાય છે. નખ-શિખ હિમાચ્છાદિત આ શ્વેતામ્બર પર્વતનું નામ છે કુંગ-ડી. દૃષ્ટિ કરનારને પળવારમાં જ સ્તબ્ધ કરી દેનાર આ પ્રતિભાશાળી પર્વતરાજ ભગવાન શંકરને ધામ જતા માર્ગના પ્રવેશદ્વાર પાસે દ્વારપાળ સમા ઊભા છે. તેમને શિરસા પ્રણામ કરીને તેમની અનુજ્ઞા મેળવ્યા પછી જ આગળ વધવાનું યાત્રીને મન થાય છે.

ટીંકર-ઘાટથી થોડેક જ દૂર ૧૫,૫૮૦ ફૂટની ઊંચાઈએ, પગ-વાટની બાજુએ જ એક ટૂકો, લીલાછમ ઘાસથી છવાયેલો ભૂમિ-વિભાગ નજરે પડે છે. આટલી ઊંચાઈ ઉપર પણ આવી હરિયાળી ભૂમિ જોઈને ચિત્ત પ્રસન્ન થાય છે અને ઘાટનો બરફ ખૂંદતા પહેલાં અહીં સહેજ વિશ્રામ લેવાનું મન થાય છે. ભોટિયા અથવા તિબેટી પ્રવાસીઓ ઘણીવાર અહીં રાતવાસો પણ કરે છે.

ટીંકર ગામથી લગભગ નવ માઈલ ઉપર ટીંકર-ઘાટ આવે છે. આ ઘાટ ૧૭,૦૫૦ ફૂટ ઊંચો છે. ઘાટને માથે તિબેટી રિવાજ મુજબ-ના 'લાપછે' ઊભા કરેલા છે. જમણી બાજુએ દક્ષિણ દિશામાં બીજું

અણીદાર 'સાબુ' શિખર જોવા મળે છે, જે ૧૯,૦૨૪ ફૂટ ઊંચું છે. તેનું તિબેટી નામ છે 'રામુ-પંગા.'

ટીંકર-ઘાટથી તિબેટની બાજુએ ચારેક માઈલ ઊતર્યા પછી ચારે-દુંગા નામનું સ્થાન આવે છે. અહીં પથ્થરની બે ખાલી ઓરડી ઊભી કરીને એક 'ડોંકંગ' (ધર્મશાળા) બનાવી છે.

રૂકમસિંહે સમજાવ્યું કે નેપાલ-તિબેટ વચ્ચેની ખરી સરહદ તો અહીં ચારેદુંગા પાસે જ આવી છે. ચારેદુંગા લગભગ ૧૫,૦૦૦ ફૂટની ઊંચાઈએ આવ્યું છે અને અહીંથી આગળ માર્ગ ટીંકર-ઘાટના હિમ-રાશિમાંથી નીકળી આવતા એક સોતને કાંઠેકાંઠે થઈને પાંચ માઈલ ઉપર 'પાલા' સ્થાન પાસે આવે છે, જ્યાં લીપુ-ઘાટથી આવતી પગવાટ મળી જાય છે. પાલાથી તકલાકોટ (પુરંગ) બીજા પાંચ માઈલ છે. આમ ગર્બ્યાંગથી ટીંકર-ઘાટને રસ્તે તકલાકોટ લગભગ ૩૨ માઈલ થાય છે અને યાત્રી બે દિવસમાં સહેલાઈથી પહોંચી શકે છે.

## મંગશંગ-લા

ગર્બ્યાંગથી તિબેટમાં પ્રવેશવા માટે ટીંકર-ઘાટના જેવો જ બીજો રસપ્રદ ઘાટ મંગશંગ-લા છે. આ માર્ગે તો ટીંકર-ઘાટ કરતાં પણ ચડિયાતાં દશ્યો જોવા મળે છે. મંગશંગ-લા જતો માર્ગ ગર્બ્યાંગથી આગળ કાલી નદીને કાંઠે-કાંઠે જાય છે અને કાલી નદી તથા કુટી નદીના સંગમ પર આવે છે. કુટી નદી પરનો પુલ ઓળંગી માર્ગ ઉત્તર તરફ જાય છે અને ગર્બ્યાંગથી લગભગ આઠ માઈલ ઉપર ગુન્જી ગામ પર આવે છે. ગુન્જી ગામના લોકો ભોટિયા-રીતિ પ્રમાણે ગુન્જીઆલ કહેવાય છે. ગુન્જીથી માર્ગ નભી નામના નાના ગામ પાસે થઈને બાર માઈલ ઉપર કુટી ગામ પર આવે છે. કુટી ગામ કુટી નદી ઉપર વસ્યું છે અને ગામલોકો બધા કુટીઆલ કહેવાય છે.

કુટી ગામ ૧૨,૩૦૦ ફૂટની ઊંચાઈએ આવ્યું છે અને આખા મધ્ય-હિમાલય વિસ્તારમાં તે ઊંચામાં ઊંચું ગામ છે. કુટી ગામમાં આશરે ચાળીસ ઘર છે અને તે બધાં ભોટિયા-ઢબે બાંધેલાં છે. કુટીમાં લગભગ એંશી કુટુંબો રહે છે, પરંતુ બારેમાસ તો અહીં ફક્ત ત્રણ જ કુટુંબો રહે છે.

કુટી ગામથી માર્ગ બીજા આઠેક માઈલ જઈને ૧૪,૨૫૦

ફૂટની ઊંચાઈ પર જેલીંગકોંગ નામના સ્થળે આવે છે. જેલીંગકોંગથી બીજા સાત માઈલ ઉપર યાત્રી એક અતિ મનોહર સરોવરને કાંઠે આવી પહોંચે છે. આ સ્થળની ઊંચાઈ ૧૪,૪૩૦ ફૂટ છે અને અહીંથી પણ સુંદર દૃશ્યો જોવા મળે છે. સરોવરથી બીજા ચારેક માઈલ આગળ વધ્યા પછી ૧૫,૭૫૦ ફૂટની ઊંચાઈએ એક નાનકડું હરિયાળું મેદાન આવે છે. આ સ્થળને 'વીલ્શા' કહે છે અને પડાવ નાખવા માટે આ બહુ સુંદર સ્થાન છે. અહીં એક પુરાણી દીવાલનાં ખંડિયેર પણ છે.

જેલીંગકોંગથી એક માર્ગ નૈઋત્ય તરફ વળીને ૧૭, ૩૮૪ ફૂટ ઊંચા લેબોંગ-ઘાટ પર જાય છે. લેબોંગ-ઘાટ પરથી હિમ-શિખરોનાં અદ્ભુત અને અવર્ણનીય દૃશ્યો જોવા મળે છે. આમાં વીસેક હજાર ફૂટ ઊંચા 'કૈલાસ-બાબા' નામના એક શિખરનું દર્શન સૌથી ચડી જાય છે. સાચા કૈલાસ પર્વત સાથે આ શિખરનું સામ્ય એટલું બધું છે કે એક વખત કૈલાસની યાત્રા કરી આવેલો પ્રવાસી પણ આ શિખરના દર્શને પળવાર શંકામાં પડી જાય! આ કૈલાસ-બાબાને 'છોટા-કૈલાસ' પણ કહે છે, અને માર્ગમાં આવતું સરોવર 'છોટા-માનસરોવર' કહેવાય છે. જેલીંગકોંગથી સહેજ દૂર જવાથી પણ આ અદ્ભુત કૈલાસ-પુત્રનું દર્શન થઈ શકે છે.

આ માર્ગે વીલ્શાથી આગળ એક બહુ જ સખત ચઢાઈ ચઢીને યાત્રી ૧૮,૪૦૦ ફૂટ ઊંચા મંગશંગ-લા ઘાટ પર આવે છે. મંગશંગ-લાથી ઉત્તર તરફનો પ્રદેશ બધો તિબેટનો વિસ્તાર છે અને અહીંથી માર્ગ નીચે ઊતરીને મંગશંગ-ગોમ્પા તરફ જાય છે. આ માર્ગ આગળ જઈને તકલાકોટથી ગરતોક જતા મુખ્ય માર્ગને મળી જાય છે.

## નારાયણ-આશ્રમ

ધારચૂલા-ગર્બ્યાંગ મજલ દરમ્યાન ખેલા નજીક સોસા ગામથી ત્રણ માઈલ પર ૯,૦૦૦ ફૂટની ઊંચાઈએ શ્રી નારાયણસ્વામીએ આ આશ્રમ બાંધ્યો છે. અહીં ત્રણ-ચાર મોટાં મકાનો અને બધી જાતની સગવડો છે. એક મોટો ઓરડો મંદિરનો છે, જ્યાં સવાર-સાંજ ભજન-કીર્તન થાય છે. સ્વચ્છ દિવસે બરફમાળાઓ અને ઊંચાં શિખરોની હારમાળા તથા બીજી તરફ દૂર ઊંડાણે ઊછળતી કાલી નદીનું સુંદર દૃશ્ય અહીંથી જોવા મળે છે.

શ્રી નારાયણસ્વામી આ પ્રદેશની લોકોપયોગી પ્રવૃત્તિઓમાં ભાગ લે છે અને કાણુધાર પાસે નવી બંધાયેલી ધર્મગઢ હાઇસ્કૂલ તેમના પ્રયત્નને જ આભારી છે. હવે તેમાં કૉલેજ વર્ગો પણ ખૂલ્યા છે.

## જાગેશ્વર

કૈલાસની યાત્રા-વાટ ઉપર અલ્મોડાથી આઠ માઇલ ઉપર બાડેછીના ગામ આવે છે. મુખ્ય યાત્રા-માર્ગ બાડેછીનાથી ઇશાન દિશામાં ધવલછીના તરફ જાય છે, જ્યારે એક માર્ગ પૂર્વ તરફ મિરતોલા જાય છે. બાડેછીનાથી મિરતોલા સાત માઇલ થાય છે, પરંતુ એક ટૂંકી પગવાટ પણ છે, તે રસ્તે પાંચ માઇલ થાય છે.

મિરતોલા જતાં અડધો માઇલ પહેલાં પનવાનૌલા સ્થળ આવે છે. અહીંથી એક માર્ગ બે માઇલ દૂર બાલ-જાગેશ્વર જાય છે. અસંખ્ય દેવદાર વૃક્ષોનાં ગાઢાં જંગલો વચ્ચે આવેલું જાગેશ્વર સુંદર સ્થળ છે. અહીંના જેવું ગાઢું દેવદારનુ વન કદાચ સમગ્ર કુમાઉં-ગઢવાલમાં મળવું મુશ્કેલ. અહીના મંદિર પાસે આવેલા એક વૃક્ષના થડનો ઘેરાવો જ લગભગ ૨૫ ફૂટ હશે. એક નાનકડા, ઊછળતા સ્રોતને કાંઠે મંદિરો તથા ઘરો આવેલાં છે. અહીનુ સ્થાપત્ય પૂર્વ-ભારતના વિખ્યાત ભુવનેશ્વરના મંદિરને મળતું આવે છે અને ભુવનેશ્વરની જેમ અહીં નાનાંમોટાં અનેક મંદિરો એકસામટાં પાસેપાસે જાણે કે ફૂટી નીકળ્યાં છે! બહુ નાનાં અને નામના મંદિરોને પણ ગણતરીમાં લેતા અહીં લગભગ દોઢસો મંદિરો એક જથ્થે આવેલાં છે.

મંદિરોમાં બાલ-જાગેશ્વર, મૃત્યુંજય, સૂર્ય તથા નવગ્રહનાં મંદિરો મુખ્ય છે. અને તેમાં કેટલીક બહુ જ મનોહર મૂર્તિઓ પણ ગોઠવેલી છે. આ પ્રદેશમાં જાગેશ્વર એક તીર્થસ્નાન ગણાય છે અને અહીં વૈશાખી-પૂર્ણિમા તથા શિવરાત્રિ ઉપર મોટો મેળો ભરાય છે.

# સંક્ષેપ-ચિહ્નો

મા૦=માઈલ.

ચા૦=ચાની દુકાન.

ડા૦=ડાક બંગલો.

જં૦=જંગલાતી ખાતાનો બંગલો (વન-આશ્રમ).

દુ૦=દુકાન, જ્યાં લોટ, દાળચોખા, વગેરે સીધુંસામાન, રાંધવાનાં વાસણો, બળતણ અને રાતવાસો રહેવાની જગા મળી શકે.

ટ૦=ટપાલઓફિસ.

ધ૦=ધર્મશાળા.

પ૦=પડાવની ખુલ્લી જગા, જ્યાં તંબુ ઠોકીને મુકામ કરી શકાય.

બ૦=બજાર, જ્યાં સીધા-સામાનની અને બીજી દુકાનો હોય.

દ૦=દવાખાનું.

હ૦=હૉસ્પિતાલ.

નિ૦=નિશાળ, પ્રાથમિક હિંદી.

હા૦=હાઈસ્કૂલ.

?=માહિતી અચોક્કસ.

ઊંચાઈ: ગામો, પર્વતો અને સ્થળોની ઊંચાઈ બે કૌંસ વચ્ચે આંકડો મૂકીને દર્શાવી છે, જેમકે અલ્મોડા (૫૪૦૦). આ ઊંચાઈ સમુદ્રસપાટીથી તેટલા ફૂટ સમજવી.

# પરિશિષ્ટ ૧

## યાત્રીઓ માટે સૂચનો

કૈલાસયાત્રા માટે જૂનથી સપ્ટેમ્બર સુધીનો સમય અનુકૂળ હોય છે; પરંતુ અલ્મોડા પાસેના શરૂઆતના પહાડોમાં જૂન આખરે ચોમાસું બેસી જાય છે તેથી જૂનની શરૂઆતમાં જ અલ્મોડાથી પ્રયાણ કરવું સલાહભર્યું છે.

આ યાત્રા એકલા ન કરતાં પોતાના મિત્રોની નાની મંડળીમાં કરવી જરૂરી છે. અજાણ્યા, નિર્જન અને દુર્ગમ પ્રદેશની આ વિકટ યાત્રામાં યોગ્ય સાથીની સહાય અતિ આવશ્યક છે. તિબેટના વસતિ-વિહોણા દેશમાં ડાકુઓનો પણ ભય હોય છે. ચીની સામ્યવાદીઓના આવ્યા પછી કાંઈક વ્યવસ્થા સુધરી છે તથા લૂંટારાઓનો ડર ઓછો થયો છે, છતાં એક ટોળી અથવા મંડળીમાં પ્રવાસ કરવો સલાહભર્યું છે. જૂનની શરૂઆતમાં ભારતના વિવિધ પ્રદેશોમાંથી ગણ્યાગાંઠ્યા યાત્રીઓ અલ્મોડા આવે છે. બધા એકબીજાનો પરિચય સાધી એકઠા મળે છે અને સર્વને અનુકૂળ દિવસે સાથે મળીને યાત્રા માટે પ્રસ્થાન કરે છે.

બધા યાત્રીઓ કૈલાસ પહોંચવાની ઉત્કટ ઇચ્છાથી જ પ્રવાસે નીકળ્યા હોય છે અને યાત્રાનાં અનેક કષ્ટો વેઠવાની તથા એકબીજાને સહાયરૂપ થવાની ભાવનાથી જ એકઠા મળ્યા હોય છે. છતાં પણ પ્રવાસ દરમ્યાન અગવડો, થાક, સાધનોનો અભાવ વગેરે સામટાં અને સતત વેઠવાં પડવાથી યાત્રીઓની દૃષ્ટિ કેટલીકવાર સંકુચિત બની જાય છે અને યાત્રાની પવિત્ર ભાવનાને સ્થાને એકબીજા તરફ અસહિષ્ણુતા આવી જાય છે. સ્થળોની ઊંચાઈ તથા પ્રાણવાયુની ખેંચને કારણે પણ મનુષ્યના સ્વભાવ ઉપર અસર થાય છે. તેથી યાત્રીએ પોતાના સ્વભાવ તથા પ્રકૃતિને અનુકૂળ આવે તેવા જ સાથીઓ શોધવા આવશ્યક છે, નહિ તો યાત્રાની ભાવના તથા આનંદ નષ્ટ થવાનો સંભવ છે.

યાત્રામાં આવશ્યક સાધનોની સૂચિ પરિશિષ્ટ ૪માં આપવામાં આવી છે. તેમાંનાં ઘણાંખરાં સાધનો તો યાત્રીએ પોતાની સાથે જ લઈને અલ્મોડા જવું જોઈએ. અલ્મોડાના બજારમાં સીધુંસામાન, કેરોસીન, સામાન્ય વાસણો, જોડા, લાકડી વગેરે પરચૂરણ વસ્તુઓ મળી શકે છે. અલ્મોડાથી આગળ માર્ગમાં આવનારાં ગામોમાં તો સીધુંસામાન જ મળી શકે.

યાત્રીએ હિમાલય તથા તિબેટના પ્રવાસ માટે પૂરતાં ગરમ

વસ્ત્રો તથા કંબલ-ધાબળા રાખવાં જરૂરી છે. વધુમાં ગર્બ્યાંગ ગામ, જ્યાંથી તિબેટ તરફનો પ્રવાસ શરૂ થાય છે, ત્યાંથી તિબેટી બનાવટના ચુટકા શેષ યાત્રા માટે ચારથી પાંચ રૂપિયાના ભાડાથી પણ મળી શકે છે. આ ચુટકાઓ ખૂબ જાડા તથા ટકાઉ હોય છે અને તે ઓઢવા તેમ જ પાથરવા બંને કામમાં આવી શકે છે.

ગર્બ્યાંગથી આગળના પ્રવાસ માટે છોલદારી પ્રકારના તંબુઓ પણ ત્યાંના ભોટીઆ વેપારીઓ પાસેથી ભાડે મળી શકે છે.

તિબેટના પ્રવાસ માટે એક ભોમિયો-ગાઈડ જરૂરી છે. તિબેટ એક અતિ વિશાળ મેદાન પ્રદેશ છે. ત્યાં વાહનો કે રસ્તાઓ જેવું કાંઈ જ નથી. ત્યાંના લોકોની ભાષા, રિવાજો ઘણાં જુદાં છે તેથી માર્ગદર્શન માટે, જરૂરી ચીજવસ્તુઓ મેળવવા માટે તેમ જ એક દુભાષિયા તરીકે પણ આવા ભોમિયાની જરૂર પડે છે. આ ભોમિયાઓ પાસે પોતાની લાયસન્સવાળી બંદૂકો પણ હોય છે. ગર્બ્યાંગમાં બે જાણીતા ભોમિયા છે. એક શ્રી. ડીચ બંપા અને બીજા શ્રી. રુકમસિંહ ગર્બ્યાલ. બંનેને વર્ષોનો અનુભવ છે અને માનસખંડની દરેક ટેકરી તથા ખીણથી તેઓ પરિચિત છે. ડીચ બંપા અસલ તિબેટી છે અને તેમની રીતભાત તિબેટી પ્રકારની છે. રુકમસિંહ ભોટીઆ છે અને શુદ્ધ હિંદી જાણે છે.

યાત્રામાર્ગમાં આવતાં ગામોના ઘણાખરા લોકો સેવાભાવી અને અને પ્રમાણિક હોય છે અને યાત્રીઓને માર્ગદર્શક તેમ જ સહાયક બને છે. વિશેષ વ્યવસ્થા તથા માર્ગદર્શન માટે યાત્રી નીચેના સજ્જનોનો સંપર્ક સાધી શકે છે:

૧ શ્રી. રુદ્રદત્ત ભટ્ટ, ૧૯, મહાત્મા ગાંધી રોડ, અલ્મોડા (ઉ. પ્રદેશ)

૨ ઠાકુર મોહનસિંહ ગર્બ્યાલ, ધારચુલા તથા ગર્બ્યાંગ (જિલ્લા અલ્મોડા ઉ. પ્ર.)

૩ શ્રી. નારાયણ સ્વામીજી, નારાયણ આશ્રમ, સોસા, ખેલા થઈને (જિલ્લા અલ્મોડા ઉ. પ્ર.)

૪ શ્રી. પરસીલાલ બિજયલાલ વર્મા, બેરીનાગ (જિલ્લો અલ્મોડા, ઉ. પ્ર.)

૫ ઠાકુર બહાદુરસિંહ ગર્બ્યાલ, ગર્બ્યાંગ (જિલ્લો અલ્મોડા, ઉ. પ્ર.)

પ્રવાસ દરમ્યાન યાત્રીઓનો બધો સામાન ખચ્ચર, મજૂરો

અથવા તો ચાક ઉપર હોય છે. સામાન્ય રીતે આ બોજા વહેનારાં યાત્રીઓની સાથે ઝડપથી ચાલી શકતાં નથી અને પાછળ રહી જાય છે; તેથી યાત્રીએ પ્રવાસ સમયે તાત્કાલિક જરૂરની ચીજ–વસ્તુઓ પોતાની સાથે રાખવી સલાહભર્યું છે. જેવી કે ખાવાની પરચૂરણ વસ્તુઓ, થરમોસ, પવાલું, છત્રી અથવા બરસાતી કોટ, તડકા માટે ટોપી, કૅમેરા વગેરે.

તિબેટની આબોહવા અનિશ્ચિત અને મનસ્વી છે. ક્યારે વાવાઝોડું થઈને વરસાદ, કરા કે બરફ પડશે તે કહી શકાતું નથી. તેથી યાત્રીએ બરસાતી કોટ અથવા છત્રી સાથે રાખવાં જરૂરી છે. તિબેટમાં સામાન્ય રીતે બપોર પછી પવન ફૂંકાય છે અને વરસાદ તથા બરફ પડવાનો સંભવ હોય છે; તેથી યાત્રીઓએ પોતાનો પ્રવાસ સવારે જ કરવો ઇષ્ટ છે. વળી તિબેટમાં બપોર પછી ગરમીને લીધે બરફ ઓગળવાથી માર્ગમાં આવતી નદીઓ અથવા વહેળાઓમાં પાણી ઘણું વધી જાય છે અને તે ઓળંગવાં મુશ્કેલ થઈ પડે છે. તે કારણે પણ તિબેટમાં સવારે જ પ્રવાસ કરવો એ સલાહભર્યું છે.

પ્રવાસ દરમ્યાન ઝરણાંઓમાંથી પાણી પીતી વખતે હમેશાં પોતાની પાસેના રૂમાલ વડે તે ગાળીને પીવું જરૂરી છે. ઝરણાના પાણીમાં પથ્થરોના રજકણો હોવાનો સંભવ છે. સગવડવાળા યાત્રીએ તો હમેશ ઉકાળી રાખેલું પાણી જ પીવું.

હિમાલય તથા તિબેટનો પ્રદેશ ઘણી ઊંચાઈએ આવેલો હોવાથી ત્યાં હવાનું દબાણ ઘણું ઓછું હોય છે, તેથી ત્યાં પાણી ગરમ કરતી વખતે તે હૂંફાળું થવા માંડતા જ તેની વરાળ થઈ જાય છે. આમ થવાથી રસોઈ કરતી વખતે દાળ–ચોખા બરોબર ચડતાં નથી અને કાચાં રહી જાય છે. શ્રીમંત તથા સાધનવાળા યાત્રીઓ પોતાની સાથે પ્રેસર–કૂકર લઈ જવાથી આ અગવડ દૂર કરી શકે છે.

ચીની સામ્યવાદીઓના આક્રમણ પછી તિબેટ હવે ચીની-સામ્રાજ્યનો એક ભાગ બની ગયો છે. પરંતુ કૈલાસની યાત્રા કરવા ઇચ્છતા ભારતીય પ્રવાસીઓને કોઈ વિશેષ પરવાનગીની જરૂર રહેતી નથી. ભારત–તિબેટ સરહદ ઓળંગ્યા પછી આવતા પહેલા ગામ પાસે ચીની સૈનિકો ભારતીય યાત્રીઓનો સામાન તપાસે છે. ચીની અધિકારીઓ બંદૂકો તેમ જ કૅમેરાના ઉપયોગ માટે રજા આપતા નથી. ભવિષ્યમાં આ બધા નિયમનો બદલાવાનો સંભવ છે. ભારત તથા ચીન વચ્ચેના સંબંધો ઉપર તેનો આધાર છે.

## પરિશિષ્ટ ૨

### અલ્મોડાથી કૈલાસ

(ગર્બ્યાંગ–લીપુઘાટ–તકલાકોટ રસ્તે)

કૈલાસ જવાના વિવિધ માર્ગો વિષેની ટૂંકી માહિતી આ સાથેનાં કોષ્ટકોમાં આપવામાં આવી છે. તેમાં વાપરેલાં સંક્ષેપ–ચિહ્નોની સમજૂતી આગળ આપી છે.

#### મજલ પહેલી

અલ્મોડા–ધારચુલા (૯૦ માઈલ)

| સ્થળ ઊંચાઈ | અલ્મોડાથી અંતર માઈલોમાં | વિગત |
|---|---|---|
| અલ્મોડા (૫,૪૦૦) | ૦ | ટ૦ નિ૦ ડા૦ ધ૦ બ૦ પ૦ હો૦ |
| બાડેછીના (૪,૦૦૦) | ૮ | ડા૦ ટ૦ દુ૦ નિ૦ |
| ધવલછીના (૬,૦૬૦) | ૧૪ | ટ૦ ડા૦ દુ૦ |
| કનારીછીના | ૧૯ | ટ૦ જં૦ દુ૦ |
| શેરાઘાટ | ૨૪ | ટ૦ દુ૦ સરયૂનદીને કાંઠે. |
| ગણાઈ | ૩૦ | ટ૦ દુ૦ નિ૦ જં૦ |
| બાંસપાટણ | ૩૬ | ટ૦ દુ૦ નિ૦ ફુલરૂનદીને કાંઠે. |
| બેરીનાગ (૭,૦૦૦) | ૪૨ | ટ૦ બ૦ નિ૦ હો૦ ઈ૦ જં૦ |
| થલ (૩,૦૦૦) | ૫૨ | ટ૦ બ૦ નિ૦ રામગંગાને કાંઠે. |
| ડીડીહાટ (૬,૦૦૦) | ૬૨ | ટ૦ બ૦ નિ૦ |
| કાણાધાર | ૬૫ | ચા૦, પાસે ટેકરી ઉપર નારાયણ કોલેજ. |
| અસ્કોટ (૫,૦૦૦) | ૬૯ | ટ૦ બ૦ નિ૦ પ૦ જં૦ મોટું ગામ. |
| જૌલજીબી (૨,૧૦૦) | ૭૪ | ટ૦ નિ૦ દુ૦ ગોરી તથા કાલીગંગાના સંગમ ઉપર. |
| બલવાકોટ (૩,૦૦૦) | ૮૦ | ડા૦ ટ૦ નિ૦ દુ૦ કાલીગંગાને કાંઠે. |
| ધારચુલા (૩૦૦૦) | ૯૦ | ટ૦ નિ૦ પ૦ ડા૦ બ૦ |

## મજલ બીજી

### ધારચુલા–ગર્બ્યાંગ (૫૫ માઈલ)

| સ્થળ ઊંચાઈ | અલ્મોડાથી અંતર માઈલોમાં | વિગત |
|---|---|---|
| ધારચુલા (૩,૦૦૦) | ૯૦ | ટ૦ નિ૦ ધ૦ ડા૦ બ૦ કાલીનદીને કાંઠે. |
| થાલા | ૯૭ | ચા૦ દુ૦ ડોટીઆલ મજૂરોનું ગામ. |
| ખેલા (૫,૫૦૦) | ૧૦૦ | ટ૦ દુ૦ ધ૦ નિ૦ |
| પંગુ (૬,૯૦૦) | ૧૦૬ | ટ૦ દુ૦ નિ૦ |
| સોસા (૮,૦૦૦?) | ૧૧૦ | ટ૦ દુ૦ નિ૦ ધ૦ મોટું ભોટીઆ ગામ. |
| સિરખા (૭,૮૦૦?) | ૧૧૨ | ટ૦ દુ૦ નિ૦ ધ૦ |
| જીપ્તી (૮,૦૦૦?) | ૧૨૩ | ટ૦ દુ૦ નિ૦ |
| માલપા (૭,૨૦૦) | ૧૩૨ | ૫૦ માત્ર બે ઝૂંપડાં છે. |
| બુધી (૮,૫૦૦) | ૧૪૦ | ટ૦ નિ૦ દુ૦ |
| ગર્બ્યાંગ (૧૦,૩૦૦) | ૧૪૫ | ટ૦ નિ૦ દુ૦ બ૦ ધ૦ ડા૦ મોટું ભોટીઆ ગામ. |

## મજલ ત્રીજી

### ગર્બ્યાંગ–તકલાકોટ (૩૨ માઈલ)

| સ્થળ ઊંચાઈ | અલ્મોડાથી અંતર માઈલોમાં | વિગત |
|---|---|---|
| ગર્બ્યાંગ (૧૦,૩૦૦) | ૧૪૫ | ટ૦ નિ૦ દુ૦ બ૦ ધ૦ ડા૦ ભારતને સીમાડે છેલ્લું ગામ. |
| કાલાપાની (૧૨,૦૦૦) | ૧૫૬ | ૫૦ કાલીનદીનો ઉગમ. |
| શંગચમ (૧૫,૦૦૦) | ૧૬૪ | ૫૦ તિબેટી ઓરડું. |
| લીપુધાર (૧૬,૭૫૦) | ૧૬૭ | ભારત–તિબેટની સરહદ. |
| પાલા (૧૪,૦૦૦) | ૧૭૨ | ૫૦ તિબેટી ઓરડું. |
| તકલાકોટ (૧૩,૦૦૦) | ૧૭૭ | તિબેટના પુરંગ જિલ્લાનું મથક. ભોટીઆ વેપારીઓની મંડી. |

## મજલ ચોથી

### તકલાકોટ-દરચેન (કૈલાસચરણે) (૬૩ માઈલ)

| સ્થળ ઊંચાઈ | અલ્મોડાથી અંતર માઈલોમાં | વિગત |
|---|---|---|
| તકલાકોટ (૧૩,૦૦૦) | ૧૫૭ | ભોટીઆ વેપારીઓની મંડી. |
| ગુર્કુંગ | ૧૭૮ | ગુફા-ગ્રામ, ગોમ્પા. |
| ટોયો | ૧૮૦ | તિબેટી ગામ, જોરાવરસિંહની સમાધિ. |
| રીંગુંગ (૧૪,૪૦૦) | ૧૮૮ | ૫૦ સ્રોતને કાંઠે. |
| બલ્દક (૧૫,૦૦૦) | ૧૯૨ | ૫૦ સ્રોતને કાંઠે. |
| ગૌરી ઉદાર | ૧૯૭ | ૫૦ ગુફાઓ, ગુર્લા-છુને કાંઠે. |
| ગુર્લા-લા (૧૬,૨૦૦) | ૨૦૧ | પથ્થરોથી છવાયેલો ઘાટ. |
| મોમોહુંગુ (૧૫,૦૦૦) | ૨૧૦ | ૫૦ માનસરોવરને કાંઠે. |
| ગુસુલ ગોમ્પા - | ૨૧૬ | ૫૦ તિબેટી મઠ, માનસરોવર કાંઠે. |
| ગંગા-છુ | ૨૨૪ | ૫૦ માનસરોવર તથા રાક્ષસતાલને જોડતો સ્રોત, પાસે જ ચ્યુ ગોમ્પા. |
| બરખા (૧૫,૦૫૦) | ૨૩૨ | ૫૦ તિબેટી તંબુઓ, તથા બે મકાનો. |
| દરચેન (૧૫,૪૦૦) | ૨૪૦ | તિબેટી તંબુઓ તથા ગોમ્પા, કૈલાસ તળેટીએ |

## મજલ પાંચમી

### કૈલાસપરિક્રમા (૩૨ માઈલ)

| સ્થળ ઊંચાઈ | દરચેનથી અંતર માઈલોમાં | વિગત |
|---|---|---|
| દરચેન (૧૫,૪૦૦) | ૦ | કૈલાસની દક્ષિણે, તળેટી પાસે. |
| સેરશુંગ | ૪ | ૫૦ કૈલાસની નૈર્ઋત્ય દિશાએ; ધ્વજસ્તંભ (તરબોછે). |
| ન્યનરી ગોમ્પા | ૫ | કૈલાસની પશ્ચિમે પહાડમાં. |
| દિરફુક ગોમ્પા (૧૬,૪૦૦) | ૧૨ | ૫૦ કૈલાસની ઉત્તરે, લ્હા-છુને કાંઠે. |
| દોલ્મા-લા (૧૮,૬૦૦) | ૧૬ | કૈલાસની ઈશાન દિશાએ ઘાટ. |
| ગૌરી-કુંડ (૧૮,૪૦૦) | ૧૬૩/૪ | બરફથી છવાયેલું નાનું સરોવર. |
| ઝુંથુલફુક ગોમ્પા | ૨૬ | કૈલાસની અગ્નિ દિશાએ બૌદ્ધ મઠ. |
| છંગજાગંમ | ૩૦ | અહીંથી માનસની પરિક્રમા માટે માર્ગ અગ્નિ દિશાએ જાય છે. |
| દરચેન | ૩૨ | અહીં કૈલાસની પરિક્રમા પૂરી થાય છે. |

## મજલ છઠ્ઠી

### માનસપરિક્રમા (૬૪ માઈલ)

તકલાકોટથી કૈલાસ(દરચેન) જવામાંજ માનસરોવરની પરિક્રમા-નો પશ્ચિમ વિભાગ (મોમોડુંગુથી ચ્યુ ગોમ્પા) આવી જાય છે. કૈલાસ તથા માનસરોવર બંનેની સામટી પ્રદક્ષિણા કરનારાઓને સરોવરની બાકીની ત્રણ દિશાઓના કાંઠે પ્રવાસ કરવો પડે છે.

| સ્થળ ઊંચાઈ | મોમોડુંગુથી અંતર માઈલોમાં | વિગત |
|---|---|---|
| મોમોડુંગુ (૧૫,૦૦૦) | ૦ | ૫૦ માનસરોવરના નૈઋત્ય કિનારે. અહીં સરોવરના જળમાં ગાંધીજીની ભસ્મ પધરાવવામાં આવી હતી. |
| ગુસુન ગોમ્પા | ૬ | સરોવરના પશ્ચિમ કિનારે બૌદ્ધમઠ. |
| ગઆ-છુ | ૧૪ | માનસરોવર તથા રાક્ષસતાલને જોડનો સ્રોત. |
| ચ્યુ(જ્યુ) ગોમ્પા | ૧૫ | સરોવરના વાયવ્ય ખૂણા પાસે ટેકરી ઉપર બૌદ્ધમઠ. |
| ચેરકીપ ગોમ્પા | ૧૯ | સરોવરના ઉત્તર કિનારે મઠ. |
| લંગપોના ગોમ્પા | ૨૩ | સરોવરની ઉત્તરે, કિનારાથી સહેજ દૂર. |
| પોનરી ગોમ્પા (૧૬,૦૦૦) | ૩૧ | સરોવરની ઈશાન દિશાએ કિનારાથી ૮ માઈલ દૂર; પાસે જ પોનરી પર્વત. |
| સેરાલુંગ ગોમ્પા | ૪૩ | સરોવરની પૂર્વ દિશાએ, કિનારાથી સહેજ દૂર. |
| કેતર ડોંકંગ (૧૫,૦૦૦) | ૪૮ | સરોવરના અગ્નિ ખૂણા પાસે, પુરાણી ધર્મશાળાનાં ખંડિયેર. |
| ટક-છુ | ૫૩ | માનસરોવરને મળતો મોટો સ્રોત. |
| યેર્નગો-ગોમ્પા | ૫૮ | માનસરોવરના દક્ષિણ કિનારે મઠ. |
| ઠુગોલ્હો ગોમ્પા (ઠાકર-મંડી) | ૬૦ | સરોવરના દક્ષિણ કિનારે પ્રસિદ્ધ મઠ. |
| મોમોડુંગુ (૧૫,૦૦૦) | ૬૪ | સરોવરના નૈઋત્ય ખૂણા પાસે, માનસરોવરની પરિક્રમા અહીં પૂરી થાય છે. |

## મજલ સાતમી

### વળતી યાત્રા

[દરચેનથી અગર મોમોડુંગુથી તકલાકોટ, લીપુઘાટ, ગર્બ્યાંગ થઈ અલ્મોડા આગળ આપેલી મજલ ૪થી ૧ પ્રમાણે]

## પરિશિષ્ટ ૩

## અન્ય માર્ગો

(૧) મીલમ-ઊંટાધૂરા માર્ગ
(૨) બદ્રીનાથ-માના માર્ગ
(૩) જોશીમઠ-નીતિમાર્ગ

### બાગેશ્વર-કૈલાસ

#### (૧) મીલમ-ઊંટાધૂરા રસ્તે

##### મજલ પહેલી

હવે બાગેશ્વર સુધી મોટર-રસ્તો થઈ ગયો છે અને કાઠગોદામ-થી સીધા ગરુડ થઈને બાગેશ્વર પહોંચાય છે. તેથી નીચેની વિગત બાગેશ્વરથી શરૂ કરીને આપી છે.

| સ્થળ ઊંચાઈ | બાગેશ્વરથી અંતર માઈલોમાં | વિગત |
|---|---|---|
| બાગેશ્વર (૩,૨૦૦) | ૦ | ૮૦ ડુ૦ ડા૦ બ૦ દા૦ પો૦ સરયૂ તથા ગોમતી નદીઓના સંગમ પર. |
| કપકોટ | ૧૪ | ૮૦ ડુ૦ નિ૦ ડા૦ બ૦. |
| શ્યામાધુરા (૬,૯૦૦) | ૨૫ | ૮૦ ડુ૦ |
| તેજમ (૩,૨૦૦) | ૩૩ | ૮૦ ડુ૦ નિ૦ દ૦ બ૦ રામગંગા કાંઠે, ગરમ સ્થળ. |
| ગિરગાંવ | ૪૨ | ચા૦ ડા૦ |
| મુનસ્યારી | ૫૦ | ૮૦ ડુ૦ નિ૦ ડા૦ બ૦ ગીતાસત્સંગ આશ્રમ. |
| બગડિઆર (૮,૬૦૦) | ૬૨ | પાસે નાની ગુફાઓ છે. |
| મરતોલી (૧૧,૦૦૦) | ૭૩ | ૮૦ ડુ૦ નિ૦ બ૦ નંદામાઈનું મંદિર. |
| મીલમ (૧૧,૨૫૦) | ૮૦ | ૮૦ ડુ૦ નિ૦ બ૦ દ૦ પો૦ પાસે જ ગોરી ગંગા. જોહાર પ્રદેશના ભોટીઆઓનું સૌથી મોટું ગામ. |

મજલ બીજી

| સ્થળ ઊંચાઈ | મીલમથી અંતર માઈલોમાં | વિગત |
|---|---|---|
| મીલમ (૧૧,૨૫૦) | ૦ | ટ૦ દુ૦ નિ૦ બ૦ દ૦ ધ૦ |
| દુંગ (૧૩,૭૦૦) | ૯ | પ૦ ગોંખા સ્રોતને કાંઠે. |
| ઊંટાધુરા (૧૮,૦૦૦) | ૧૫ | પ્રથમ ઘાટ (Pass) * |
| જયંતીધુરા(૧૮,૫૦૦) | ૧૯ | બીજો ઘાટ (Pass). * |
| કુંગરી બીંગરી (૧૮,૩૦૦) | ૨૯ | ત્રીજો ઘાટ (Pass); * ભારત–તિબેટ સરહદ |
| છિરચિન | ૨૭ | પ૦ સ્રોતને કાંઠે, પાસે નાની ગુફાઓ. |
| દર્જંગ | ૪૦ | પ૦ લાપછે. |
| ગુણીયાંક્તિ | ૫૧ | પ૦ છુ મીંચુંગ સ્રોતને કાંઠે. |
| ગાનિમા મંડી (૧૫,૦૦૦) | ૬૫ | પ૦ પશ્ચિમ તિબેટની સૌથી મોટી મંડી. જોહાર ભોટીઆઓના વ્યાપારનું મથક. અહીંથી એક માર્ગ ઉત્તરમાં તીર્થપુરી જાય છે. |
| ઘુમિક શિલા | ૮૧ | પ૦ લાપછે, પાસે નાનો સ્રોત. |
| દરચેન (કૈલાસ) | ૧૦૨ | કૈલાસની દક્ષિણે, તળેટી પાસે. |

(૨) બદ્રીનાથ-કૈલાસ માના-ઘાટ માર્ગે (૨૩૮ માઈલ)

| સ્થળ ઊંચાઈ | બદ્રીનાથથી અંતર માઈલોમાં | વિગત |
|---|---|---|
| બદ્રીનાથ (૧૦,૨૦૦) | ૦ | ટ૦ દુ૦ નિ૦ બ૦ દ૦ ડા૦ ધ૦ હા૦ |
| માના | ૨ | માર્છા ભોટીઆઓનું ગામ. |
| ઘસ્નોલી | ૧૧ | પ૦, પાસે એક નાની ગુફા. |
| સરસ્વતી | ૨૦ | પ૦ માના–ઘાટની ચઢાઈ અહીંથી શરૂ થાય છે. |
| માના–ઘાટ (૧૮,૪૦૦) | ૨૮ | બરફથી છવાયેલો ઘાટ, ભારત તિબેટની સરહદ. |
| પોતી | ૩૭ | પ૦ પાસે નાનો સ્રોત. |
| જોગેરવ | ૪૫ | પ૦ ભોટીઆઓના પડાવનું સ્થાન. |

* ભોટીઆ વણઝારા સંગાથે આ ત્રણે બરફની ટૂંકો દુંગથી છિરચિન સુધી ૧૮ માઈલ મોટે ભાગે બરફમાં ચાલીને એક જ દિવસમાં ઓળંગવી પડે છે, રસ્તામાં ખાસ આશરાનું સ્થાન નથી.

| | | |
|---|---|---|
| છરંગ-લા (૧૬,૪૦૦) | ૫૧ | ૫ટ. લાપછે. |
| રામુરપ | ૬૧ | પડાવનું સ્થળ. |
| થંકર | ૭૧ | પડાવનું સ્થળ. |
| હુલીંગ ગોમ્પા (૧૨,૨૦૦) | ૧૦૦ | મોટો તિબેટી મઠ. |
| નાગરા મંડી | ૧૩૩ | નીતિગામના ભોટીઆઓની મંડી. |
| ડોંગુ-છુ | ૧૫૩ | ૫૦ સોતને કાંઠે. |
| શિવચિલીમ | ૧૭૨ | શિવ-છુ સોતને કાંઠે, ભોટીઆઓની મં. |
| ગુણીયાંકિત | ૧૮૭ | ૫૦ છુ મીંચુંગ સ્રોતને કાંઠે. |
| ગ્યાનિમા મંડી (૧૫,૦૦૦) | ૨૦૧ | જોહાર ભોટીઆઓની મોટી મંડી. |
| છુમિક શિલા | ૨૧૭ | ૫૦ લાપછે, પાસે નાનો સોત. |
| દરચેન (કૈલાસ) | ૨૩૮ | કૈલાસની દક્ષિણ તળેટી પાસે. |

(૩) જોશીમઠ-કૈલાસ નીતિઘાટ માર્ગે (૨૦૦ માઈલ)

| સ્થળ ઊંચાઈ | જોશીમઠથી અંતર માઈલોમાં | વિગત |
|---|---|---|
| જોશીમઠ | ૦ | ૮૦ ડુ૦ નિ૦ ધ૦ ડા૦ ઇ૦ બ૦ મંદિર. |
| સુરાઇટોટા | ૧૬ | ૫૦ ધ૦ પાસે ધોલી ગંગા. |
| મલારી | ૩૪ | ચા૦ ડુ૦ નિ૦ ધ૦ બ૦ |
| નીતિ | ૪૩ | ચા૦ ડુ૦ નિ૦ ધ૦ છેલ્લું ભોટીઆ ગામ. |
| ગુડીંગ | ૫૨ | પડાવનું સ્થળ. |
| ખ્યુંગલુંગ (૧૪,૦૦૦) | ૬૭ | પડાવનું સ્થળ. |
| નીતિ-ઘાટ (૧૬,૬૦૦) | ૭૨ | ભારત-તિબેટની સરહદ. |
| છંગલુસ | ૮૪ | પડાવનું સ્થળ. |
| નાગરા-મંડી | ૯૫ | નીતિ તરફના ભોટીઆઓની મોટી મંડી. |
| ડોંગપુ ગોમ્પા | ૧૧૦ | નાનું તિબેટી ગામ તથા બૌદ્ધમઠ. |
| ડોંગુ-છુ | ૧૧૫ | પડાવનું સ્થળ, પાસે જ સોત. |
| શિવ-ચિલીમ | ૧૩૪ | શિવ-છુ સોતને કાંઠે, ભોટીઆઓની મંડી. |
| ગુણીયાંકિત | ૧૪૯ | ૫૦ છુ મીંચુંગ સોતને કાંઠે. |
| ગ્યાનિમા મંડી (૧૫,૦૦૦) | ૧૬૩ | જોહાર ભોટીઆઓની મોટી મંડી. |
| છુમિક શિલા | ૧૭૯ | ૫૦ લાપછે, પાસે નાનો સોત. |
| દરચેન (કૈલાસ) | ૨૦૦ | કૈલાસની દક્ષિણે, તળેટી પાસે. |

## પરિશિષ્ટ ૪

### સાધન–સામગ્રી

હિમાલય તથા તિબેટના દુર્ગમ પ્રવાસ માટે કેટલાંક જરૂરી સાધનોની સૂચિ નીચે આપવામાં આવી છે. યાત્રીએ પોતાની જરૂરિયાત તથા ખાસિયત પ્રમાણે તેમાં ફેરફાર કરી લેવો.

**સુતરાઉ કપડાં:** ઉનાળામાં યાત્રામાર્ગની શરૂઆતનાં સ્થળોમાં ગરમ કપડાંની વિશેષ જરૂર પડતી નથી. શેરા ઘાટ, થલ અને ધારચુલા સુધીનાં કાલી–તટનાં ગામો બધા ગરમ સ્થળો છે. તેથી પ્રવાસીએ પોતાની જરૂરિયાત પ્રમાણે સુતરાઉ કપડાં રાખવાં.

**ઊની કપડાં:** ૨ ગરમ ઉરેદ (પાયજામા) અથવા પાટલૂન. પહાડોમાં ચાલવા માટે પાટલૂન કરતાં આવા પાયજામા ઘણા વધારે અનુકૂળ રહે છે.

૨ ગરમ પહેરણ અથવા ખમીસ
૧ ગરમ સ્વેટર તથા ૧ કાનટોપી; ૧ ગરમ જાકીટ.
૨ જોડી ગરમ મોજાં, ૧ જોડી હાથનાં મોજાં (Gloves).
૧ ઓવરકોટ તથા ૧ મફલર.
૧ બરસાતી કોટ (Rain–Coat), ૧ છત્રી.
૨ ધાબળા (Blankets) પાથરવા માટે; ૨ ધાબળા ઓઢવા માટે.
૧ પથારી, ઓશિકાં વગેરે.
૨ તિબેટી ચુટકા (ગર્બ્યાંગમાં ભાડે મળે છે)

૧ જોડી અંદર પહેરવાના ગરમ ડ્રોઅર્સ.
૨ જોડ ટેનીસ–શુઝ–ઊંચી દીવાલના હન્ટીંગ શુઝ પણ મળે છે.
૧ જોડ મજબૂત, ઊંચી દીવાલના ચામડાના જોડા
૧ અણીવાળી લાકડી, ૧ જોડ ગોગલ્સ.
૧ ટોપી અથવા હેટ; ટુવાલ, નેપકીન, રૂમાલ, ચાકુ વગેરે.

સામાન ભરવા માટે મજબૂત પેટી અથવા કેનવાસના કોથળા (Kit–bags).

સામાન ઉપર બાંધવા માટે બરસાતી કાપડના મોટા ટુકડાઓ, દાગીના દીઠ એક.

પહોળા મોંનાં, હલકા વજનનાં રાંધવાખાવાના વાસણો તથા ડોલ

ખાવાની ચીજો, રસોઈ માટે જરૂરી મીઠું–મરચું વગેરે મસાલા, ઘઉંનો લોટ, દાળ–ચોખા, ઘી, બટાટા વગેરે સીધું–સામાન ગર્બ્યાંગથી તિબેટના પ્રવાસ માટે સાથે લઈ લેવાં.

પોતાની જરૂરિયાત પ્રમાણે બિસ્કીટના ડબ્બા, માખણના ડબ્બા, ચોકલેટ; Cornflakes; સૂકો મેવો, સુકવણી શાક, પાપડ, દૂધના ડબ્બા

(Condensed milk); ચટણી, છુંદો, મુરબ્બો, પીપરમીટ (તરસ માટે).

દૂરબીન, કેમેરા તથા ફિલ્મ્સ વગેરે, ટોર્ચ તથા વધારાના સેલ્સ, દીવાસળીની પેટીઓ, મીણબત્તી, ફાનસ તથા એક વધારાની ચીમની, સ્ટવ તથા કેરોસીન, થરમોસ, સાબુ, ચા-કીટલી, દોરડું, નાનાં તાળાં, ચપ્પુ તથા કાતર, સોય-દોરો, વજન કરવા માટેનો કાંટો (Spring-balance) ૮૦ રતલ સુધીનો (મજૂરોને ઊંચકવાના બોજાનાં વજન જોખી આપવા માટે); કાગળ, પેનસિલ, નોટ, ડાયરી, કવર વગેરે. કપૂર, અગરબત્તી, ધૂપ.

માર્ગમાં આવતાં ગામોના લોકોને ભેટ આપવા માટે સોય-દોરા, રમકડાં; ચાંલ્લાઓ.

દવાઓ: ઝાડા-ઊલટી-મરડા માટે અમૃતધારા, ક્લોરોડીન,-અજમાનાં ફૂલ. બામ, એસ્પીરીન, inhaler; સ્મેલીંગ સોલ્ટ; ત્રિફળા, ફ્રુટસોલ્ટ અથવા કેરેટોફીન, ક્વીનાઈન; ઈન્ફ્લુએન્ઝા માટે એમોનેટેડ ક્વીનાઈન; એન્ટીફ્લોજેસ્ટાઈન, પેનીસીલીન ટેબ્લેટસ; સીબાઝોલ ટેબ્લેટસ તથા પેસ્ટ, લીનીમેન્ટ; ઝભ્ભક, રૂ, પોટાશીઅમ પરમેન્ગેનેટ; ટીંકચર આયોડીન, ટીંકચર બેન્ઝોન, ઘા ઉપર બાંધવાના પાટા, માથાનું તેલ, વેસેલાઈન, સુકવેલાં લીંબુ, આદુ અથવા બીજી ખટાશવાળી ચીજ. (બહુ ઊંચો સપાટીએ ચઢતી વખતે થતી ગભરામણ અટકાવવા માટે) થરમોમિટર. ડી. ડી. ટી. (પંપ સાથે), રબર બેગ.

## પરિશિષ્ટ ૫

### ખર્ચનો અંદાજ

હિમાલય તથા તિબેટનો પ્રવાસ દુનિયાના બીજા પ્રવાસો કરતાં ઘણો જુદો છે. તેના ખર્ચનો આંક કે અડસટ્ટો કાઢવો મુશ્કેલ છે. રેલવેભાડું, વિમાનભાડું કે હોટલભાડાની ગણતરી તેમાં થઈ શકતી નથી. યાત્રી કેટલી સગવડથી અથવા તો અગવડથી-પ્રવાસ કરી શકે છે તેના ઉપર ખર્ચનો ઘણો આધાર છે. છતાં યાત્રી પોતાના ધોરણ પ્રમાણે ખર્ચનો અંદાજ કાઢી શકે તે માટે સામાન્ય ખર્ચની કેટલીક માહિતી નીચે આપી છે. આ બધા અંદાજી આંકડા છે અને પ્રવાસ સમયે તેમાં વધઘટ રહેવાની જ.

| | | |
|---|---|---|
| રેલવેભાડું-મુંબઈથી કાઠગોદામ (ત્રીજો વર્ગ) | ... | રૂ. ૨૯—૫—૦ |
| બસભાડું-કાઠગોદામથી અલ્મોડા (બીજો વર્ગ) | ... | રૂ. ૬—૧૪—૦ |
| તથા ટિકિટ દીઠ વેરો ... ... ... | ... | રૂ. ૦—૧૨—૦ |

| | | |
|---|---|---|
| દાળ–ચોખાનો ભાવ, અલ્મોડામાં. ચોખા ... | રૂ. ૦–૧૨–૦ | શેર પાકો |
| દાળ ... | ,, ૦–૧૪–૦ | ,, |
| ઘઉંના લોટનો ભાવ, અલ્મોડામાં ... | ,, ૦–૧૪–૦ | ,, |
| કેરોસીનનો ભાવ, અલ્મોડામાં ... ... | ,, ૦–૫–૬ | બાટલીના |
| ઘીનો ભાવ, અલ્મોડામાં ... ... | ,, ૫–૦–૦ | શેર પાકો |
| ખાંડનો ભાવ અલ્મોડામાં ... ... | ,, ૦–૧૪–૦ | ,, |
| ખચ્ચર–ભાડું અલ્મોડાથી ધારચુલા (૭ દિવસ) એક ખચ્ચર બે પાકા મણ સામાન અથવા એક સવારી લઈ જઈ શકે છે. ... ... | રૂ. ૪૫–૦–૦ | |
| ધારચુલાથી ગર્બ્યાંગ મજૂરીનો દર. (પાંચ દિવસ) દરેક મજૂર એક પાકો મણ સામાન લઈ જાય છે. | રૂ. ૨૫–૦–૦ | |
| ગર્બ્યાંગથી તકલાકોટ (૩ દિવસ) યાક, ઝબ્બૂ અથવા ઘોડાનું ભાડું (પાકો દોઢ મણ સામાન અથવા એક સવારી માટે) ... ... ... | રૂ. ૧૧–૦–૦ | |
| તકલાકોટથી કૈલાસપરિક્રમા કરીને પાછા ગર્બ્યાંગ સુધી એક યાક, ઝબ્બૂ અથવા ઘોડાનું ભાડુ (પાકા બે મણ સામાન અથવા એક સવારી માટે) | રૂ. ૩૦–૦–૦ | |
| ઉપરના પ્રવાસ ઉપરાંત જ્ઞાનિમામંડી તથા તીર્થપુરી અથવા માનસપરિક્રમા કરવા માટે વધારાનો દર | રૂ. ૭–૦–૦ | |
| દાળ–ચોખાનો ભાવ, ગર્બ્યાંગમાં. ચોખા– ... | ૧–૬–૦ | શેર પાકો |
| દાળ ... | ૧–૮–૦ | ,, |
| ઘઉંના લોટનો ભાવ, ગર્બ્યાંગમાં. ... ... | ૧–૪–૦ | ,, |
| ખાંડ ,, ,, ... ... | ૧–૮–૦ | ,, |
| ઘી ,, ,, ... ... | ૪–૮–૦ | ,, |
| છોલદારી તંબુનું ભાડું, ગર્બ્યાંગથી કૈલાસ થઈને ગર્બ્યાંગ પાછા આવતાં સુધીનું ... ... ... | રૂ. ૧૨–૦–૦ | |
| તિબેટી બનાવટના ચુટકાનું ભાડું, ગર્બ્યાંગથી કૈલાસ થઈને ગર્બ્યાંગ પાછા આવતા સુધીનું ... | રૂ. ૪ ૦–૦ | |

જે યાત્રીઓ ડાંડીમાં જવા ઇચ્છતા હોય તેમને મજૂર દીઠ રોજના આશરે રૂ. ૪–૦–૦ આપવા પડે છે. સામાન્ય વજનના યાત્રીને ઊંચકવા ૭ મજૂરોની આવશ્યકતા રહે છે.

| | |
|---|---|
| ગાઈડનું મહેનતાણું ગર્બ્યાંગથી કૈલાસ યાત્રા કરાવીને ગર્બ્યાંગ પહોંચતા સુધીનું. | રૂ. ૧૨૫ ૦–૦ તથા ખાવાપીવાનું અથવા ,, ૧૫૦–૦–૦ ખોરાક વિના |

# પરિશિષ્ટ ૬

## ઉપયોગી ગુજરાતી-તિબેટી શબ્દસૂચિ

| ગુજરાતી | તિબેટી | ગુજરાતી | તિબેટી |
|---|---|---|---|
| હાથ | લકપા | ખબર | કચ્યા |
| પગ | કંબા | ટપાલ | અરોખંબા |
| આંગળી | ટૉંજી | રમકડું | ચેમૂચેજે |
| આંખ | મી | ચપ્પુ | ડી |
| કાન | અમજ્યો | બંદૂક | લદૂ |
| મોઢું | ખા | લુંટારો | જ્યકપા |
| દાંત | સ | ભય | ખનજા |
| વાળ | ટા | શ્રદ્ધા | લોખોલ |
| જન્મ | કેસો | દેવ (ઈશ્વર) | લમાકોનજો |
| મૃત્યુ | સીસો | બેસવું | દે–ધેક |
| ભાઈ | પુનગ્યા | ઊઠવું | લૉંગ |
| બહેન | બમૂ–પુનગ્યા | મૂકવું | નરતાં |
| મા | અમા | ખાવું | સજ્યે |
| બાપ | અપા | પલળી જવું | નમ. અસો |
| હસવું | ગોજ્યે | ઢાંકવું | કપચે |
| રડવું | ડૂંજ્યે | ખુલ્લું | ચ્યેરકો |
| નિર્ધન | કોપસા | પીવું | થુજ્યે |
| વાંચવું | લોગજ્યે | નાહવું | ઠુજ્યે |
| મેક્ષ (નિર્વાણ) | સીલા કેમસો | ઓઢવું | ગોનજ્યે |
| પાપ | દીકપા | તૂટી જવું | રીકૂમબૂ ડોજે |
| પુણ્ય | ગ્યવા | પડી જવું | ડીલજ્યે |
| મૂર્ખ | ગલડો | લપસી જવું | ડીલસોં |
| શત્રુ | ડા | સોચ | ઠયકપા તંવો |
| માથું | ગ | કરવું | જોજ્યે |
| કાગળ | સોગૂ | કરાવવું | જોનેજ્યે |
| વિવાહ | નમા લેનજ્યે | માનવું | નેનજ્યે |
| લખવું | ડોજ્યે | લાવવું | ખીર |
| કલમ | ડીન્યુ | બાલક | ડુગૂ |

| ગુજરાતી | તિબેટી |
|---|---|
| વૃદ્ધ | ગનરપા |
| સફેદ | કરપૂ |
| કાળું | નકપૂ |
| લાલ | મરપૂ |
| આસમાની | જ્યગૂ |
| પીળું | સરપૂ |
| તોફાન | લૂક્પૂ |
| જમીન | સન્ત્યા |
| દીવાસળી | ચકટા |
| રાત્રિ | છેન |
| દિવસ | ન્યીમા |
| વરસાદ | છેબીં |
| મોટું | છે |
| નાનું | ચુંગ |
| ચોખા | ડે |
| ચા | જા |
| તંબુ | ગુર |
| પવન | લુંગ |
| ઘેટું | લુક |
| ના | મી–ડુક |
| હા | ડુક |
| માછલી | ન્યા |
| દૂધ | ઓમા |
| સ્ત્રી | પોમો |
| છોકરો | ડુચુ |
| ગોળ | પુરમ |
| બકરી | રા |
| કિંમત | રીંજ |
| લાકડું | શીંગ |
| પથ્થર | તો |
| માંસ | સ્યા |
| છારા | તારા |

| ગુજરાતી | તિબેટી |
|---|---|
| દુઃખ | સુમ |
| ઠંડી | તામો |
| ગરમ | ત્સાબો |
| ગરમી | ડુમો |
| ઘોડો | તા |
| ખચ્ચર | તે |
| ગામ | યુલ |
| અડધો | છેકા |
| એક | ચીક |
| બે | ન્યી |
| ત્રણ | સુમ |
| ચાર | શી |
| પાંચ | ન્યા |
| છ | ડુગ |
| સાત | દુન |
| આઠ | ગ્યે |
| નવ | ગુ |
| દસ | ચુ |
| વીસ | ન્યીચુ |
| પચાસ | ગપ–ચુ |
| સો | ગ્યાથમ્બા |
| હજાર | ટોંગ |
| લાખ | બુમ |
| માર્ગ | લમ્ |
| ચાલવું | ડોજ્યે |
| ઘોડા પર બેસવું | તા સ્યોનજે |
| ઘોડા પર સામાન મૂકવો | તા લાબરી કલજે |
| તંબુ ઊભો કરવો | ગુર પુકજ્યે |
| ઊંચું | થોમ્બૂ |
| નીચું | મેં |
| પાસે | નીવૂ |

| ગુજરાતી | તિબેટી | ગુજરાતી | તિબેટી |
|---|---|---|---|
| તમે | ખેરં | ખરીદવું | ન્યોજ્યે |
| તમને | ખ્યુ | ભેટ આપવી | લકતા |
| તે | ખૂ | મંડી–બજાર | છોંસા |
| તેને | ખૂલા | વેપાર | છોં |
| લેવું | લેનજ્યે | થાકી જવું | થછેસો |
| આપવું | તેજ્યે | સૂઈ જવું | નેલજ્યે |
| અહીં | દીસ | શું–કેમ? | ચી? |
| ત્યાં | ફીલા | કેમ આવ્યા છો? | ચી ફીલા લેપસોં? |
| વાસણ | ન્યોગ્યા | શું જોઈએ છે? | ચી ગોજ્યે દૂ? |
| સમય | નમૂ | 'ચલો!' | શોક |
| કોણ | સૂ | ઘાસ | ચા |
| દવા | મેન | દોરડું | થકપા |
| નમસ્તે | જૂ | અગ્નિ | મી |
| પરિક્રમા | કુરા | હિમ–બરફ | ખા |
| યાત્રા | નેકુર | ઘાટ–Pass | લા |
| કૈલાસ | કંઅરિમ્પોછે | ચઢાઈ | લોગલમ્ |
| માનસરોવર | છોમવમ | ઉતાર | થુરકપા |
| રાક્ષસતાલ | લંગક છો | પૂલ | સંબા |
| નદી | છુ | અંધારું | નકસમ્ |
| મિત્ર | રોકપૂ | પ્રકાશ | નીમાકરુ |
| ચેચવું | ચોઊંજ્યે | સત્ય | દેમ્બા |
| | | અસત્ય | જુમ્બા |



# સર્વોપયોગી સાહિત્ય શ્રેણી

૦-૪૧. **ગુજરાતનાં તીર્થસ્થાનો** : ગુજરાતનાં તીર્થ-સ્થાનોની વિસ્તૃત માહિતી ... ... ૧-૪

૨-૪૩. **સોનાનો સૂરજ** : મહાત્મા ગાંધીજીને માર્ગે ગ્રામોદ્ધારનું માર્ગદર્શન કરાવતી નવલકથા ૧-૪

૪૪-૪૫. **હિતોપદેશ** : કથારસ સાથે નીતિજ્ઞાનની કથાઓ ૧-૪

૪૬-૪૭. **ઇન્સાન મિટા દૂંગા** : ૧૯૩૦ની જેલજીવનકથા બીજી વાર્તાઓ સાથે ... ... ... ૧-૪

૪૮-૪૯. **ગુજરાતનાં લોકગીતો** : લોકગીતો ને કથાઓ ૧-૪

૫૦. **કોઈને કહેશો નહિ** : ભજવી શકાય તેવી એકાંકી નાટિકાઓનો સંગ્રહ ... ... ૧-૪

૫૧. **શ્રીમત્ શંકરાચાર્ય** : જીવનચરિત્ર અને ઉપદેશો ૦-૧૦

૫૨. **જગન્નાથપુરી ને ઓરિસાના પુરાતન અવશેષો** ૦-૧૦

૫૩-૫૪. **આરોગ્યની બારમાસી** : છએ ઋતુના આહાર-વિહાર તથા બીજા માર્ગદર્શક લેખો ... ૧-૮

૫૫. **શાકભાજી અને બીજા લેખો** : ઘરઆંગણે ઉછેરી શકાય તેવાં ઉપયોગી વૃક્ષો વિષે માહિતી ... ૦-૧૨

૫૬. **વનવગડામાં વસનારાં** : વનવગડામાં વસતાં પશુઓ સંબંધી માહિતીપૂર્ણ હકીકત ... ૦-૧૨

૫૭. **આંખનું આરોગ્ય** : આંખો સુધારવાની માહિતી ૧-૪

૫૮-૫૯. **અદાલતને આંગણે** : કાયદાઓની આંટીઘૂંટીઓને રસમય શૈલીમાં સમજાવતું પુસ્તક ... ૧-૮

૬૦. **પૃથ્વીની કથા** : પૃથ્વીનાં ઉત્પત્તિ-વિકાસનો ઇતિહાસ ૦-૧૨

૬૧-૬૨. **રશિયા** : સંઘબળથી સાધેલી ઉન્નતિની વિકાસકથા ૧-૮

૬૩-૬૪. **અમેરિકા** : જગતના આગેવાન દેશની વિકાસકથા ૧-૮

૬૫-૬૬. **સૌભાગ્ય સુંદરી અને બીજાં નાટકોનું નવનીત** : સોળ નાટકોના ચૂંટેલા પ્રવેશોનો સંગ્રહ ૧-૮

૬૭-૬૮. **વૈતાલની વાતો** : વૈતાલપચ્ચીસીની વાર્તા-ગદ્યમાં ૧-૮

૬૯. **માટીની મૂર્તિઓ** : ગ્રામજીવનની રસભરી વાર્તાઓ ૦-૧૨

૭૦-૭૧. **અક્ષયપાત્ર** : ભાવવાહી ૧૭ વાર્તાઓનો સંગ્રહ ૧-૮